ભાગ ૧

ૐ

# સંસ્કૃત–સ્વયં–શિક્ષક

(સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનો સહેલો ઉપાય)

પહેલો ભાગ

—०—



લેખક

પં. શ્રીપાદ દામોદર સાતવળેકર



બીજી આવૃત્તિ

—૦+૦—

સંવત્ ૨૦૦૮, શક ૧૮૭૩, ઇ. સ ૧૯૫૧

—૦—૦—

સ્વાધ્યાય-મંડળ, પારડી (જિ. સુરત)

# ઉદ્દેશ

સંસ્કૃતભાષા ઘણી પ્રાચીન અને દરેક આર્યની મુખ્ય ભાષા છે. એ ભાષાનું બીજું નામ દેવભાષા, દેવવાણી, ગીર્વાણભાષા આદિ છે. આર્યોના બધા ધાર્મિક ગ્રંથો સંસ્કૃતભાષામાં છે. તેથી દરેક આર્યભાઈએ સંસ્કૃતભાષાનો અભ્યાસ કરવો જોઈએ. દરેક મનુષ્ય સંસ્કૃતભાષા બરાબર સમજી શકે તેટલા માટે "સંસ્કૃત-સ્વયં-શિક્ષક" નામની આ ગ્રંથમાલા લખી છે. આ ગ્રંથમાલામાં પાઠ પદ્ધતિ એવી સરળતાથી રાખવામાં આવી છે કે જો કોઈ દરરોજ કલાક અડધો કલાક એનો અભ્યાસ કરે, તો એક વરસની અંદર રામાયણ કે મહાભારત સમજવા માટે જેટલું જ્ઞાન જોઈએ તેટલું મેળવી શકે. સંસ્કૃતના પ્રેમીઓ આ ગ્રંથમાલાનો લાભ ઉઠાવે એવી હું આશા રાખું છું.

પારડી (જિ. સુરત) ૨૧।૫।૫૧

લેખક
શ્રીપાદ દામોદર સાતવળેકર
સ્વાધ્યાય-મંડળ, આનંદાશ્રમ

મુદ્રક અને પ્રકાશક— વસંત શ્રીપાદ સાતવળેકર,
સ્વાધ્યાય-મંડળ, ભારત મુદ્રણાલય,
'આનંદાશ્રમ' પારડી (જિ. સુરત)

ૐ

# સંસ્કૃત-સ્વયં-શિક્ષક

## પ્રથમ ભાગ

## પાઠ ૧

નીચે લખેલા શબ્દો મોઢે કરો—

| | |
|---|---|
| अहम् = હું | वदामि = (હું) બોલું છું. |
| त्वम् = તું | वदसि = (તું) બોલે છે. |
| सः = તે | वदति = (તે) બોલે છે. |

वाक्यानि

अहं वदामि = હું બોલું છું.
त्वं वदसि = તું બોલે છે.
सः वदति = તે બોલે છે.

ઉપરના વાક્ય સંસ્કૃતમાં ઊલટા શબ્દ મૂકીને પણ બોલાય છે. જેમ કે—

वदामि अहम्। वदसि त्वम्। वदति सः।
अहं वदामि । त्वं वदसि । सः वदति।

આ બન્ને વાક્ય શુદ્ધ છે. અર્થાત્ એ વાક્યના શબ્દ ઊલટા સુલટા મૂકવાથી સંસ્કૃતમાં જરા પણ વ્યાકરણની અશુદ્ધિ થતી નથી એમ એક પ્રકારની સસ્કૃતમાં સરળતા છે. હવે નીચે લખેલા શબ્દો વાંચો :—

| | |
|---|---|
| पठामि = હું વાંચું છું. | खादामि = હું ખાઉં છું. |
| पठसि = તું વાંચે છે. | खादसि = તું ખાય છે. |
| पठति = તે વાંચે છે. | खादति = તે ખાય છે. |
| पश्यामि = હું જોઉં છું. | गच्छामि = હું જાઉં છું. |
| पश्यसि = તું જુએ છે. | गच्छसि = તું જાય છે. |
| पश्यति = તે જુએ છે. | गच्छति = તે જાય છે. |

હવે નીચે લખેલા વાક્યો તમારાથી સમજી શકાશે.—

अहं पठामि । त्वं पठसि । सः पठति ।
अहं पश्यामि । त्वं पश्यसि । सः पश्यति ।
अहं खादामि । त्वं खादसि । सः खादति ।
अहं गच्छामि । त्वं गच्छसि । सः गच्छति ।
अहं वदामि । त्वं वदसि । सः वदति ।

આ પાઠમાં નીચે લખેલા શબ્દો ધ્યાનમાં રાખો—

| | |
|---|---|
| तत्र = ત્યાં | यत्र = જ્યાં |
| कुत्र = ક્યાં | अत्र = અહીં |

આ શબ્દોનો ઉપયોગ કરીને તમો તમારી જાતે ઘણાં વાક્યો પોતે બનાવી શકો છો.

—:o.—

## પાઠ ૨

अहं तत्र पठामि = હું ત્યાં વાચું છું
त्वं कुत्र पठसि = તું ક્યાં વાચે છે?
स अत्र पठति = તે અહીં વાચે છે
स यत्र पठति = તે જ્યાં વાચે છે
तत्र अहं पठामि = ત્યાં હું વાચું છું.

એ પ્રમાણે નીચે લખેલાં વાક્યો બને છે—

अहं अत्र पश्यामि। त्वं कुत्र पश्यसि? स तत्र पश्यति। यत्र स पश्यति, तत्र अहं गच्छामि। स तत्र खादति। त्वं कुत्र खादसि? यत्र स गच्छति, तत्र अहं गच्छामि।

હવે નીચે લખેલા શબ્દો મોઢે કરો—

| | | | |
|---|---|---|---|
| न | = નહીં | किं | = શું? |
| नहि | = નહીં | क | = કોણ? |

હવે આ શબ્દોનો ઉપયોગ કરીને આ૫ આ વાક્યો બની શકશે—

क वदति? = કોણ બોલે છે?
सः किं वदति? = તે શું બોલે છે?
स तत्र किं वदति? = તે ત્યાં શું બોલે છે?
स तत्र न वदति = તે ત્યાં બોલતો નથી.
त्वं तत्र किं खादसि? = તું ત્યાં શું ખાય છે?
अहं न वदामि = હું બોલતો નથી.

सः न गच्छति = તે જતો નથી.
त्वं न पश्यसि = તું દેખતો નથી.

હવે સરળતાથી તમો નીચે લખેલાં વાકયો સમજી શકશો—

अहं तत्र न पश्यामि। सः तत्र पश्यति।
त्वं तत्र किं पश्यसि ? सः तत्र न गच्छति।
त्वं कुत्र गच्छसि ? अहं तत्र गच्छामि।
सः यत्र गच्छति, तत्र त्वं किं न गच्छसि ?
यत्र सः गच्छति, तत्र अहं गच्छामि।
यत्र यत्र सः पश्यति, तत्र तत्र सः गच्छति।
यत्र यत्र त्वं गच्छसि, तत्र तत्र अहं गच्छामि।
यत्र अहं पश्यामि, तत्र त्वं किं न पश्यसि ?
यत्र सः पश्यति, तत्र अहं पश्यामि।

જુઓ, થોડા પ્રયત્નથી તમો કેટલાં વાકય બોલી શકો છો ! હવે નીચે લખેલા શબ્દો ધ્યાનમાં રાખો—

| | | | |
|---|---|---|---|
| वा | = કિંવા | च | = અને |
| यदा | = જ્યારે | नैव | = નહીં, બિલકુલ નહીં. |
| सदा | = હંમેશા | तदा | = ત્યારે |
| कदा | = ક્યારે | इदानीं | = હવે |

હવે એ શબ્દોનો ઉપયોગ કરીએ. જુઓ, કેટલાં વાકય તમો બનાવી શકો છો—

किं त्वं तत्र गच्छसि ? = શું તું ત્યાં જાય છે ?
नहि, अहं तत्र न गच्छामि = નહીં, હું ત્યાં જતો નથી.

# પાઠ ૩

## संस्कृत-वाचन-पाठ ।

( १ )

अहं वदामि। त्वं वदसि । स वदति ।
अहं खादामि । त्वं खादसि । स खादति ।
त्वं किं खादसि ? स किं खादति ?
स तत्र किं खादति ? त्वं पश्यसि किम् ?
त्वं तत्र किं वदसि ? त्वं तत्र किं पठसि ?
स तत्र किं न पठति ? त्वं खादसि किम् ?

( २ )

रामः वदति । कृष्णः गच्छति ।
गोपालः खादति । नारायणः पठति ।

रामः तत्र किं वदति ? कृष्णः तत्र किं न गच्छति ? गोपालः तत्र किं किं न वदति ? हरिः अत्र आगच्छति । मधुसूदनः तत्र गच्छति । श्रीकृष्णः अत्र किं न आगच्छति ? रामचन्द्रः तत्र पठति, खादति, वदति च ।

( ३ )

यदा त्वं तत्र गच्छसि तदा अहं तत्र न गच्छामि। इदानीं त्वं तत्र गच्छसि किम् ? कदा स गोपालः तत्र गच्छति ? यदा रामचन्द्रः तत्र पठति तदा स तत्र गच्छति ? यदा रामचन्द्रः

पठति, तदा सः तत्र वदति, सदा त्वं तत्र गच्छसि। नैव सः सदा तत्र गच्छति। अहं सदा तत्र गच्छामि, यत्र सः पश्यति।

( ४ )

अहं गच्छामि। अहं तत्र गच्छामि। अहं सदा तत्र गच्छामि। अहं तत्र सदा गच्छामि, पठामि, खादामि, वदामि, पश्यामि च। इदानीं नैव अहं तत्र गच्छामि, यत्र त्वं पठसि। रामानन्दः तत्र पठति, हरिश्चन्द्रः तत्र गच्छति। गोपालः तत्र किं खादति ? किं सः अत्र किं न खादति ? त्वं तत्र इदानीं गच्छसि किम् ? पश्यति सः तत्र, यत्र सः गच्छति।

( ५ )

अर्जुनः तत्र इदानीं गच्छति।<br>
तत्र इदानीं गच्छति अर्जुनः।<br>
इदानीं तत्र गच्छति अर्जुनः।<br>
गच्छति अर्जुनः तत्र इदानीम्।<br>
इदानीं गच्छति अर्जुनः तत्र।<br>
गच्छति इदानीं तत्र अर्जुनः।<br>
हे अर्जुन ! त्वं तत्र इदानीं गच्छ।<br>
हे केशव ! तत्र त्वं इदानीं न गच्छ।

—:※:—

# પાઠ ૪

किं न गच्छसि = તું કેમ જતો નથી?
यदा सः तत्र गच्छति = જ્યારે તે ત્યાં જાય છે.
तदा अहं तत्र न गच्छामि = ત્યારે હું ત્યાં જતો નથી.
कदा सः तत्र गच्छति? = તે ત્યાં ક્યારે જાય છે?
यदा त्वं तत्र गच्छसि = જ્યારે તું ત્યાં જાય છે.

એવી રીતે તમો જાતે કેટલાંક વાક્યો બનાવી શકો છો. તમો નવાં વાક્યો બનાવી કાગળ પર લખશો, તો ઘણો લાભ મેળવી શકશો. હવે નીચે લખેલાં વાક્યો વાંચી તમો સમજી શકશો—

सः सदा पठति । त्वं सदा किं न पठसि ? यदा सः पठति तदा त्वं किं वदसि ? कः तत्र गच्छति ? सः अत्र न गच्छति । यदा त्वं तत्र पश्यसि, तदा सः अत्र वदति । यत्र त्वं तत्र खादसि, तदा अहं तत्र खादामि ।

"सः (તે)" ના સ્થાન પર આવશ્યક નામ રાખીને તે પ્રમાણે વાક્યો બનાવી શકાય છે. જુઓ—

| | | | |
|---|---|---|---|
| रामः = રામ | | सूर्यः = સૂર્ય | |
| कृष्णः = કૃષ્ણ | | वायुः = વાયુ | |
| हरिश्चन्द्रः = હરિશ્ચંદ્ર | | सोमः = સોમ | |

रामः गच्छति । = રામ જાય છે.
कृष्णः वदति । = કૃષ્ણ બોલે છે.

हरिश्चन्द्रः पठति = હરિશ્ચન્દ્ર વાંચે છે.
सोमः न गच्छति = સોમ જતો નથી.
रामः किं न पठति ? = રામ કેમ વાંચતો નથી ?
कृष्णः तत्र न पश्यति = કૃષ્ણ ત્યાં જોતો નથી.

એ પ્રમાણે નીચે લખેલાં વાકયો સરળતાથી બને છે—

कृष्णः न गच्छति । रामः न वदति । सोमः गच्छति । वायुः सदा गच्छति । कृष्णः किं न वदति ? जयचन्द्रः किं न पश्यति ? सर्वमित्रः न खादति । सः तत्र किं न खादति ? यदा रामः तत्र पठति, तदा सः तत्र खादति । यदा कृष्णः तत्र गच्छति, तदा सः नैव पठति ।

હવે નીચે લખેલા શબ્દો મોઢે કરો—

आगच्छामि-(હું) આવું છું.
आगच्छसि-(તું) આવે છે.
आगच्छति-(તે) આવે છે.

એનો ઉપયોગ નીચેનાં વાકયોમાં કર્યો છે—

अहं आगच्छामि । त्वं आगच्छसि । सः आगच्छति । अहं न आगच्छामि । त्वं न आगच्छसि । सः न आगच्छति । त्वं तत्र किं न आगच्छसि ? सः तत्र किं न खादति ?

—०:०—

# પાઠ ૫

હવે નીચેના શબ્દો તરફ તમો બરાબર ધ્યાન આપો-

| | | | |
|---|---|---|---|
| किमपि = કંઈપણ | | ह्यः | = ગઈ કાલનો દિવસ |
| इदानीं = હવે | | श्वः | = આવતી કાલનો દિવસ |
| अधुना = હમણાં | | परश्वः | = પરમ દિવસ |
| अद्य = આજ | | निरंतरं | = નિરંતર, હંમેશા |

એ શબ્દોનો ઉપયોગ કરીને હવે તમો વાકય બોલી શકો છો.

सः किमपि न वदति । = તે કંઇ પણ બોલતો નથી.
रामः किमपि न पठति । = રામ કઇ પણ વાંચતો નથી.
अद्य कृष्णः तत्र पठति । = આજે કૃષ્ણ ત્યાં વાચે છે.
अधुना अहं अत्र पठामि = હવે હું અહીં વાંચું છું.
इदानीं त्व कुत्र पठसि ? = હવે તું કયાં વાંચે છે ?
कथं स.किमपि न पठति? = કેમ તે કંઇ પણ વાંચતો નથી ?

હવે તમો નીચે લખેલાં વાકયો સરળતાથી સમજી શકશો—

रामः इदानीं तत्र गच्छति । श्रीकृष्ण अधुना अत्र पठति । रामः इदानीं नैव तत्र गच्छति । त्वं किमपि किं न पठसि ? स कदा पठति ? त्वं किमपि किं न खादसि ? विश्वामित्र अद्य अत्र पठति । यदा सः पठति, तदा त्वं कुत्र गच्छसि ? यदा स तत्र पठति, तदा अहं तत्र नैव गच्छामि । किं त्वं तत्र न गच्छसि ? अद्य अहं तत्र नैव गच्छामि । स सदा किमपि खादति ।

कथ स सदा खादति ? यदा सः तत्र किमपि खादति, तदा त्वं किमपि किं न वदसि ? अहं तदा तत्र नैव गच्छामि। त्वं अधुना वदसि । त्वं अधुना किं वदसि ? त्वं अधुना वदसि किम् ? सः इदानीं पश्यति । सः इदानीं किं पश्यति ? सः सदा तत्र नैव गच्छति । कदा त्वं तत्र पश्यसि ? यदा सः रामः तत्र गच्छति, तदा त्वं तत्र आगच्छसि किम् ? स तत्र नैव आगच्छति।

## સંધિ

સંસ્કૃતમાં બે શબ્દો પાસે પાસે આવે ત્યારે પહેલા શબ્દનો છેલ્લો અક્ષર અને બીજા શબ્દનો પહેલો અક્ષર અમુક નિયમથી જોડાય છે. તેનું નામ "સંધિ" છે. અત્યાર સુધી અગાઉના પાઠોમાં સંધિ કર્યા વગરના વાક્યો આપ્યાં છે. હવે આ પાઠમાં વાક્યો સંધિ બનાવીને બતાવ્યાં છે. સધિ નીચે પ્રમાણે થાય છે.–

| સંધિ વગરનાં વાક્યો | | સંધિ કરેલાં વાક્યો |
|---|---|---|
| वदामि-अहं | = | वदाम्यहम् । |
| सः- वदति | = | स वदति । |
| तत्र-अहं पठामि | = | तत्राहं पठामि । |

એ સંધિના નિયમો આગળ બતાવવામાં આવશે. પણ અહીં સંધિનો પરિચય કરાવવા માટે અગાઉના પાઠોનાં સંસ્કૃત વાક્યો સંધિ બનાવી લખ્યાં છે–

## संस्कृत-वाचन पाठ

स पठति । स पश्यति। स खादति। स गच्छति। स वदति। अहं तत्र पठामि। त्वं कुत्र पठसि? सोऽत्र पठति। स यत्र पठति, तत्राहं पठामि । अहमत्र पश्यामि। स तत्र खादति। यत्र स पश्यति, तत्राहं गच्छामि। स तत्र गच्छति । त्वं कुत्र खादसि? यत्र स गच्छति, तत्राहं गच्छामि। को वदति? स किं खादति? स तत्र किं वदति? स तत्र न वदति । त्वं तत्र किं खादसि? अहं न वदामि। स न गच्छति। त्वं न पश्यसि।

આ સંધિ કરેલા વાક્યોની તુલના પહેલા અગર બીજા પાઠમા આપેલા વાક્યોની સાથે કરો તેનાથી સંધિ કયા અને કેવી રીતે કરી શકાય તેની સમજણ પડશે

## संस्कृत-वाक्यानि

१ स पठति ।
२ स तत्र पठति ।
३ स इदानीं तत्र पठति ।
४ स इदानीं तत्र पठति किम्?
५ स इदानीं तत्र न पठति किम्?
६ राम इदानीं तत्र पठति किम्?
७ कदा रामचन्द्र अत्र पठति?

—०—

# પાઠ ૬

## संस्कृत-वाचन-पाठः

(१) अहं वदामि।
अहं अत्र वदामि।
अहं अत्र वदामि, तत्र खादामि च।
अहं अत्र नैव वदामि, नैव च खादामि।
अहं अत्र वदामि, नैव खादामि।

(२) सः वदति।
सः कुत्र वदति ?
सः तत्र वदति किम् ?
सः तत्र अधुना वदति किम् ?
सः तत्र अधुना न वदति किम् ?
सः तत्र अधुना किं न वदति ?
सः तत्र इदानीं किं न पठति ?
रामः तत्र इदानीं किं न पठति ?
कृष्ण तत्र इदानीं नैव पठति किम् ?

(३) त्वं पठसि ?
त्व किं पठसि ?
त्व इदानीं किं पठसि ?

त्वं तत्र इदानीं किं पठसि ?
त्वं तत्र इदानी किं किं न पठसि ?
त्वं तत्र इदानीं न पठसि किम् ?
यदा त्वं तत्र गच्छसि, तदा स तत्र पठति किम् ?
(४) त्व तत्र इदानीं किं पठसि ?
तत्र इदानीं कि न पठसि त्वम् ?
इदानीं कि न पठसि त्वं तत्र ?
किं न पठसि त्व तत्र इदानीम् ?
न पठसि त्वं तत्र इदानीं किम् ?
पठसि न त्वं तत्र इदानीं किम् ?
(५) गोपाल: तत्र गच्छति इदानीम्।
तत्र गच्छति इदानीं गोपाल:।
गच्छति इदानीं तत्र गोपालः ।
इदानी गोपाल: गच्छति तत्र।

सन्धि.

(६) गोपालस्तत्र गच्छतीदानीम्।
तत्र गच्छतीदानीं गोपालः।
तत्रेदानीं गोपालो गच्छति ।
गच्छति गोपालस्तत्रेदानीम्।

गोपाल इदानीं गच्छति तत्र ।

—:+:—

सन्धि

१ गोपालः-तत्र
२ गच्छति-इदानीं
३ ,, ,,
४ तत्र-इदानीं
५ गोपाल—गच्छति
६ गोपालः-तत्र
७ तत्र-इदानीं
८ गोपालः-इदानीं

संस्कृत-वाक्यानि ।

१ रामः पठति ।
२ रामः तत्र पठति ।
३ रामः अधुना तत्र पठति ।
४ रामः अधुना तत्र पुस्तकं पठति ।
५ रामः अधुना तत्र कृष्णस्य पुस्तकं पठति ।
६ रामः अधुना तत्र कृष्णेन सह पुस्तकं पठति ।
७ विश्वामित्रः रामेण लक्ष्मणेन च सह वनं गतः ।

——:o:–o——

## પાઠ ૭

સસ્કૃતમા નામોની વિવિધ વિભક્તિઓના જુદા જુદા રૂપો થાય છે, તે હવે જુઓ—

| | | | |
|---|---|---|---|
| १ देव | = દેવ | ४ देवाय | = દેવને માટે |
| (हे) देव ! | = હે દેવ ! | ५ देवात् | = દેવથી, દેવની પાસેથી |
| २ देवम् | =દેવને, દેવ તરફ | ६ देवस्य | = દેવનો |
| ३ देवेन | = દેવે | ७ देवे | = દેવમા, દેવની અદર |

આ પ્રમાણે અકારાત નર જાતિના શબ્દોના રૂપ થાય છે દેવ, કૃષ્ણ, રામ, ધનજય વગેરે શબ્દો અકારાત છે, અર્થાત્ એ શબ્દને છેડે 'અ' સ્વર છે 'राम' શબ્દ र्+आ+ म्+अ=राम એવી રીતે બનેલો છે એનાથી વાચક સમજી શકે છે, કે કેવી રીતે 'राम' શબ્દ અકારાત છે એજ પ્રમાણે देव, कृष्ण, धनजय, વગેરે શબ્દોના અંતમા અકાર છે. વાચકોને થોડાક શબ્દોના અત્ય સ્વરોનો પરિચય થાય તેટલા માટે નીચેના શબ્દો આપ્યા છે—

'અ' કારાત શબ્દ — देव, सूर्य, सोम, मानव ( अ )
'આ' કારાત શબ્દ — निश्वपा, शंखध्मा (आ)
'ઇ' કારાત શબ્દ — हरि, रवि, कवि, मुरारि ( इ )
'ઈ' કારાત શબ્દ — नदी, दासी, श्री, स्त्री ( ई )
'ઉ' કારાત શબ્દ — विष्णु, भानु, सूनु ( उ )
'ઋ' કારાત શબ્દ — पितृ, मातृ भ्रातृ ( ऋ )

એ પ્રમાણે શબ્દોના અંતના સ્વર ઓળખવા જોઇએ એ

બાબત અગત્યની છે. તેથી વાચકે એને સારી પેઠે સમજવી જોઇએ. અસ્તુ. અહીં અકારાત પુલ્લિંગ શબ્દોનાં રૂપો બતાવ્યાં છે, અને પછી બીજા એક શબ્દના રૂપો બતાવવામાં આવ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| १ सोमः | = સોમ! | ४ सोमाय | = સોમને માટે |
| (हे) सोम! | = હે સોમ | ५ सोमात् | = સોમથી |
| २ सोमम् | = સોમને, સોમ તરફ | ६ सोमस्य | = સોમનો |
| ३ सोमेन | = સોમે | ७ सोमे | = સોમમાં |

વાચકો આ રૂપો બરાબર સમજી શકયા હશે. એ પ્રમાણે અકારાંત પુલ્લિંગ શબ્દોના રૂપો વાચક સહેલાઇથી કરી શકશે. અકારાન્ત પુલ્લિંગ શબ્દ નીચે આપ્યા છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| देवः | = દેવતા | भूपः | = રાજા | नरः | = મનુષ્ય |
| पुरुषः | = પુરુષ | जनः | = મનુષ્ય | शब्दः | = શબ્દ |
| वर्णः | = રંગ | कृष्णः | = કાળો | मनुष्यः | = મનુષ્ય |
| हस्तः | = હાથ | करः | = હાથ | पादः | = પગ |
| गलः | = ગાલ | स्कन्धः | = ખભો | दन्तः | = દાંત |
| ओष्ठः | = હોઠ | केशः | = કેશ, વાળ | कर्णः | = કાન |

હવે તમો એ શબ્દોનો ઉપયોગ કરો.

भूपः वदति = ( રાજા બોલે છે ), जनः पठति = ( મનુષ્ય વાંચે છે ), नरः गच्छति = ( મનુષ્ય જાય છે )

— o —

# પાઠ ૮

## संस्कृत-वाचन- पाठः

हे पुरुष ! त्वं तत्र गच्छसि किम् ? हे राम ! स पुरुषः तत्र पठति। हे नर ! त्वं फलस्य वर्णं पश्यसि किम् ? भूपस्य हस्तः। स पुरुष शब्दं वदति। मनुष्यस्य स्कन्धे केशः। कृष्णस्य वर्णः कृष्ण। रामस्य वर्णः न कृष्ण। सः पुरुषः भूपं पश्यति।

નીચે લખેલાં વાક્યોનો સંસ્કૃતમાં અનુવાદ કરો.–

રાજાનો હાથ. મનુષ્યનો શબ્દ. સોમનો રંગ. તે ત્યાં જાય છે. તે મનુષ્ય ત્યાં જતો નથી. તું ત્યાં કેમ જાય છે? તે ત્યાં કેમ જતો નથી? સોમ ત્યાં કેમ જતો નથી? કૃષ્ણ ત્યા હમેશાં જાય છે. રામચંદ્રનો હાથ. રાજાનો દાંત. રાજા ત્યાં ખાય છે. હું અહીં ખાઉં છું. તે ત્યાં જાય છે. હું ત્યાં વાંચુ છું. તુ ત્યાં બોલે છે. રાજા મનુષ્યને જુએ છે. હુ રાજાને જોઉ છુ

નીચેના શબ્દો મોઢે કરો—

| | | | |
|---|---|---|---|
| अस्ति | = (તે) છે. | आगच्छति | = (તે) આવે છે. |
| असि | = (તું) છે. | आगच्छसि | = (તું) આવે છે. |
| अस्मि | = (હું) છું. | आगच्छामि | = (હુ) આવુ છું. |
| भवति | = (તે) બને છે. | पतति | = (તે) પડે છે. |
| भवसि | = (તું) બને છે. | पतसि | = (તું) પડે છે. |
| भवामि | = (હું) બનું છું. | पतामि | = (હુ) પડુ છુ. |

હવે એ ક્રિયાપદોનો ઉપયોગ કરીને તમે વાક્ય બનાવો—

सः अस्ति = તે છે.
सः तत्र न अस्ति = તે ત્યાં નથી.
अहं अत्र अस्मि = હું અહીં છું.
अत्र अहं अस्मि = અહીં હું છું.
अस्मि अहं अत्र = છું હું અહીં.
मनुष्यः राजा भवति = મનુષ્ય રાજા બને છે.
राजा मनुष्यः भवति = રાજા મનુષ્ય બને છે.
नरः अत्र आगच्छति = માણસ અહીં આવે છે.
भूपः सदा तत्र न भवति = રાજા હંમેશા ત્યાં હોતો નથી.
अहं अधुना तत्र न आगच्छामि = હું હવે ત્યાં નથી આવતો.
स पुरुषः सदा किं पतति ? = તે મનુષ્ય હંમેશા કેમ પડે છે ?
किं त्वं पुरुषस्य स्कन्धं पश्यसि ? = શું તું પુરુષનો ખભો જુએ છે.
किं स कृष्णस्य दन्तं न पश्यति ? = શું તે કૃષ્ણનો દાંત જોતો નથી ?
इदानीं भूपस्य हस्तात् केशः पतति = હવે રાજાના હાથમાંથી વાળ પડે છે.
स पुरुषः कुत्र अस्ति ? = તે પુરુષ ક્યાં છે ?
इदानीं स पुरुषः तत्र नास्ति = હમણાં તે પુરુષ ત્યાં નથી.
भूपः इदानीं कुत्र गतः ? = રાજા હવે ક્યાં ગયો ?
अहं अस्मि भूपः = હું છું રાજા.
सः भूपः नास्ति = તે રાજા નથી.

હવે તમે નીચે લખેલાં વાક્યો વાંચી સમજી શકશો.—

संस्कृत-वाचन-पाठः ।

अहं इदानीं न पठामि । स सदा तत्र पश्यति । त्वं इदानीं किं खादसि ? अहं न किमपि वदामि । रामः यत्र गच्छति, तत्र सोमः सदा आगच्छति । कः पुरुषः भूपं पश्यति ? इदानीं स पुरुषः भूपं पश्यति । कदा त्वं तत्र गच्छसि ? यदा स नरः तत्र न गच्छति, तदा त्वं अत्र आगच्छ । रामः राजा अस्ति । कृष्णः इदानीं रामं वदति । सोमः इदानीं कुत्र अस्ति ? यत्र हस्तः पतति, तत्र ग्रन्थः न अस्ति । यत्र रामः पश्यति, तत्र स पुष्पः न अस्ति । यदा त्वं आगच्छसि, तदा अहं गृहं गच्छामि । त्वं किं किमपि न वदसि ? स इदानीं किमपि न पठति ? यथा कृष्णः पठति, तथा रामः पठति । यथा अहं गच्छामि तथा त्वं किं न गच्छसि ?

कदा त्वं तत्र गच्छसि ? त्वं कदा तत्र गच्छसि ? तत्र कदा त्वं गच्छसि ? गच्छसि कदा त्वं तत्र ? स इदानीं किं न पठति ? इदानीं स किं न पठति ? किं न स पठति इदानीं ? न पठति किं स इदानीं ? इदानीं स मनुष्यः भूपं पश्यति । स मनुष्यः इदानीं भूपं पश्यति । भूपं पश्यति स मनुष्यः इदानीं । पश्यति भूपं स मनुष्यः इदानीम् ।

—०.०—

## પાઠ ૯

### संस्कृत-वाचन-पाठः ।

(१) अहं इदानीं न पठामि ।
अहं इदानीं किमपि न पठामि ।
अहं इदानीं किमपि नैव पठामि ।
अहं इदानीं अत्र अस्मि, नैव च किमपि पठामि ।

નીચે આપેલાં વાક્યોનો ગુજરાતીમાં અનુવાદ કરો—

(२) त्वं गच्छसि ।
त्वं कुत्र गच्छसि ?
त्वं अधुना कुत्र गच्छसि ?
त्वं अधुना तत्र गच्छसि किम् ?
किं त्वं इदानीं तत्र गच्छसि ?
इदानीं किं त्वं तत्र गच्छसि ?
त्वं तत्र इदानीं गच्छसि, किं खादसि च ?
गच्छसि किं त्वं तत्र इदानीम् ? किं च खादसि ?

(३) इदानीं स पुरुषः तत्र आगच्छति, भूपं च पश्यति, फलं च खादति, पुस्तकं च पठति ।
स पुरुषः तत्र इदानीं आगच्छति, पश्यति च भूपं, खादति च फलं, पठति च पुस्तकम् ।

आगच्छति तत्र इदानीं स पुरुषः, सः न च भूपं पश्यति, नैव च फलं खादति, न च पुस्तकं पठति।

(४) त्वं किं वदसि इदानीम् ?
किं त्वं वदसि इदानीम् ?
वदसि किं त्वं इदानीम् ?
इदानीं किं वदसि त्वम् ?
वदसि त्वं किं इदानीम् ?
वदसि इदानीं किं त्वम् ?
इदानीं वदसि किं त्वम् ?

सन्धिः

अहमिदानीं न पठामि।
अहमिदानीं किमपि न पठामि।
अहमत्रास्मि, अहमिदानीमत्रास्मि।
अत्रास्मि। अहमत्रास्मीदानीम्।
१ अहं-इदानीं। २ अहं-इदानीं। ३ किं-अपि।
४-५ अहं-अत्र-अस्मि। ६-८ अहं-इदानीं-अत्र-अस्मि।
९ अत्र-अस्मि। १०-१३ अहं-अत्र-अस्मि-इदानीम्।

—:०—

## પાઠ ૧૦

નીચે આપેલા વાક્યોનો સસ્કૃતમા અનુવાદ કરો —

હું જાઉ છુ. હુ હમણા જાઉ છુ. હુ આજે જતો નથી.
હું આજે ત્યા જતો નથી તુ ત્યા આજે જાય છે
શું તુ આજે ત્યા જાય છે? તું આજે ત્યા કેમ જતો નથી?
હવે તુ અહીં આવે છે નહીં, હું આજે ત્યા જતો નથી.

નીચે લખેલા વાક્યોનો ગુજરાતીમા અનુવાદ કરો

अहं गच्छामि । अहं अद्य गच्छामि । अहं अद्य न गच्छामि । अहं अद्य तत्र न गच्छामि । त्व अद्य तत्र न गच्छसि । किं त्व अद्य तत्र गच्छसि ? अद्य तत्र त्वं किं न गच्छसि ? अधुना त्वं अत्र आगच्छसि । नहि, अहं अद्य तत्र आगच्छामि ।

देव· कुत्र अस्ति ? भूप तत्र न अस्ति । केशस्य क वर्णः ? केशस्य कृष्ण वर्ण । दन्तस्य क वर्ण ? ओष्ठस्य वर्ण क ? हस्तस्य क· वर्ण ? अत्र पुष्प अस्ति किम् ? अत्र सः अस्ति ।

નીચે લખેલા વાકયો વાચો —

१ अह नैव गच्छामि । २ त्वमद्य कुत्र गच्छसि ?
३ सोऽद्यात्राऽऽगच्छति । ४ त्वं तत्राद्य गच्छसि ।

### સંધિ કરેલાં વાકયો

कृष्णो न गच्छति । रामो न वदति । सोमो गच्छति । सदा वायुर्गच्छति । किं कृष्णो न वदति ? जयचन्द्र किं न पश्यति ?

सर्वमित्रो न खादति फलम् । स तत्र किं न खादति ? यदा रामोऽत्र पठति, तदा स तत्र खादति । यदा कृष्णस्तत्र गच्छति, तदा स नैव पठति ।

જો તમને એ વાકયો ન સમજાય, તો પાઠ ત્રીજાના વાકયો ધ્યાનપૂર્વક તપાસો —

અકારાત પુલ્લિંગ નામોના રૂપ કેવી રીતે કરવા તે વાચક હવે સમજી શકે છે અકારાન્ત નપુસકલિંગ નામોના પ્રથમા અને દ્વિતીયા સિવાયની બીજી બધી વિભકિતઓના રૂપો પહેલા ( અકારાન્ત પુલ્લિંગ ) પ્રમાણે કરવા

| | |
|---|---|
| १ पुस्तकम् = પુસ્તક | ४ पुस्तकाय = પુસ્તકને માટે |
| (हे) पुस्तक = હે પુસ્તક | ५ पुस्तकात् = પુસ્તકથી |
| २ पुस्तकम् = પુસ્તકને પુસ્તક તરફ | ६ पुस्तकस्य = પુસ્તકના |
| ३ पुस्तकेन = પુસ્તક વડે | ७ पुस्तके = પુસ્તકમા |

આ ઉપરથી વાચક સમજી શકશે કે, પહેલી અને બીજી વિભક્તિના રૂપો સિવાય બાકીના રૂપો પુલ્લિંગના રૂપોની માફકજ થાય છે આ નિયમ ધ્યાનમા રાખવાથી વાચક સરળતાથી પુલ્લિંગ અગર નપુસકલિંગ અકારાત નામોના રૂપો બનાવી શકશે.

—o— o —

## પાઠ ૧૧

અહીં થોડાક નપુંસકલિંગ અકારાન્ત શબ્દ આપ્યા છે.—

| | |
|---|---|
| नयनं = આંખ | पात्रं = વાસણ |
| नेत्रं = આંખ | जलं = પાણી |
| उदरं = પેટ | सलिलं = પાણી |
| नखं = નખ | अम्बरं = આકાશ |
| ललाटं = મસ્તક | कमलं = કમળ |
| वस्त्रं = વસ્ત્ર, કાપડ | पुष्पं = ફૂલ |
| भूषणं = ઘરેણું | फलं = ફળ |
| नगरं = શહેર | पुस्तकं = પુસ્તક |
| पत्रं = પાન, પાંદડું | द्वारं = દરવાજો |
| वनं = વન, જંગલ. | गृहं = ઘર |

એ અકારાન્ત નપુંસકલિંગ શબ્દો છે. એનાં રૂપો અગાઉ બતાવ્યા પ્રમાણે થાય છે. તમો એનાં રૂપો સરળતાથી બનાવી શકશો.

એમની મદદથી વાકયો કેવી રીતે બને છે તે જુઓ.

१ सः रामस्य नयनं पश्यति। २ रामः कृष्णस्य वस्त्रं न पश्यति। ३ देवदत्तः भूपस्य नगरं न गच्छति। ४ सोमः फलं खादति। ५ स इदानीं फलं किं न खादति ? ६ सः अधुना पुस्तकं पठति।

૧. તે રામની આંખ જુએ છે. ૨. રામ કૃષ્ણનું કપડું જોતો નથી.

૩ દેવદત્ત રાજાના નગર તરફ જતો નથી ૪ સોમ ફળ ખાય છે ૫ તે હવે ફળ કેમ ખાતો નથી? ૬ તે હવે ચોપડી વાચે છે.

હવે નીચે લખેલા વાક્યો વાચતાજ તમે સમજી શકશો —

वाचन-पाठ।

हरिश्चन्द्रस्य भूषणं कुत्र अस्ति? त्वं किमपि फलं किं न खादसि? यत्र स पठति, तत्र रामचन्द्रस्य पुस्तकं अस्ति किम्? यत्र भरद्वाज पठति, तत्र रामचन्द्रस्य पुस्तकं न अस्ति। भूपस्य नगरं कुत्र अस्ति। कृष्णस्य पात्रे जलं न अस्ति। पात्रं कुत्र अस्ति। पात्रं अत्र अस्ति। स नगरात् नगरं गच्छति। जले कमलं अस्ति। सलिले कमलं न अस्ति। द्वारं कुत्र अस्ति? गृहस्य द्वारं अत्र अस्ति। वने सलिलं नास्ति। यत्र जलं न अस्ति तत्र स किं न गच्छति? त्वं अत्र किं न आगच्छसि? अहं न पतामि।

નીચે લખેલા વાક્યોનો સંસ્કૃતમા અનુવાદ કરો —

ઘરનો દરવાજો અહીં છે રામચન્દ્રનુ વસ્ત્ર કયા છે? પાણીમા કમળ કેમ નથી? કૃષ્ણનુ ઘરેણું કયા છે? દેવદત્તનુ પુસ્તક અહીંઆ નથી રાજાનુ નગર કયા છે? તે નગરમાથી આવે છે તે ફળ ખાય છે તુ ફળ કેમ ખાતો નથી?

-:-

# પાઠ ૧૨

સંસ્કૃત વાક્યોમાં નીચે પ્રમાણે સંધિ થાય છે. તે ધ્યાનમાં રાખવી જરૂરી છે.

न + अस्ति = नास्ति (નહીં)
न + एव = नैव (બિલકુલ નહીં)
किं + अस्ति = किमस्ति (શું છે.)
अहं + अस्मि = अहमस्मि (હું છું)
किं + अपि = किमपि (કંઇપણ)

એનો ઉપયોગ આ પ્રમાણે થાય છે—

१ स तत्र नास्ति । २ तत्र पुस्तकं नैव अस्ति । ३ तत्र किमपि नास्ति । ४ अत्र अहमस्मि । ५ त्वं किं किमपि न पठसि ? ६ भूपस्य नगरे भूपः अस्ति । ७ किं त्वं नगरात् आगच्छसि ? ८ नहि, अहं वनात् आगच्छामि । ९ वने किं अस्ति ? १० वने सलिलं अस्ति । ११ जले कमलं नास्ति । १२ पुस्तके पत्रं अस्ति किम् ? १३ देवदत्तस्य पुस्तके पत्रं नास्ति ।

૧. તે ત્યાં નથી. ૨. ત્યાં પુસ્તક બિલકુલ નથી. ૩. ત્યાં કંઇપણ નથી. ૪. હું અહીં છું. ૫. તું કેમ બિલકુલ વાંચતો નથી ? ૬. રાજાના નગરમાં રાજા છે. ૭. શું તું નગરમાંથી આવે છે? ૮. ના, હું જંગલમાંથી આવું છું. ૯. જંગલમાં શું છે? ૧૦. જંગલમાં પાણી છે. ૧૧. પાણીમા કમળ નથી. ૧૨. પુસ્તકમાં પાંદડું છે કે ?૧૩ દેવદત્તના પુસ્તકમાં પાંદડું નથી.

## સંધિ

વાચકોને સંધિ વિષેનો થોડો ખ્યાલ આવ્યો છે. વધુ ખ્યાલ આવે તે માટે પાઠ ૧૬ નાં વાક્યો અહીં સંધિ કરીને આપ્યા છે.

### संस्कृत-वाचन पाठः

अहमिदानीं न पठामि। स तदा तत्र पश्यति। त्वमिदानीं किं खादसि ? अहं न किमपि खादामि। रामो यत्र गच्छति, तत्र सोमः सदाऽऽगच्छति। कः पुरुषो भूपं पश्यति ? इदानीं स पुरुषो भूपं पश्यति। कदा त्वं तत्र गच्छसि ? यदा स नरस्तत्र न गच्छति तदा त्वं अत्राऽऽगच्छ। सोमो राजाऽस्ति। कृष्णस्त दानीं रामं वदति। सोम इदानीं कुत्रास्ति ? यत्र यत्र हस्तः पतति, तत्र पुस्तकं नास्ति। यत्र रामः पश्यति तत्र स पुरुषो नास्ति। यदा त्वमागच्छसि तदाहं गच्छामि। त्वं किं किमपि न वदसि ? स इदानीं किमपि न पठति। यथा कृष्णः पठति, तथा रामः पठति। यथाऽहं गच्छामि, तथा त्वं किं न गच्छसि ?

વાચક ધ્યાનપૂર્વક જુએ કે કયા સંધિ થઈ છે અને કયાં થઈ નથી.

इदानीं स भूपः पुरुषं पश्यति। स भूपः पुरुषं पश्यतीदानीम्। पुरुषं पश्यति स भूपः इदानीम्। पश्यति स भूपः पुरुष-मिदानीम्। पश्यतीदानीं स भूपः पुरुषम्।

==:०==

# પાઠ ૧૩

## संस्कृत-वाचन-पाठः ।

(१) सोमस्य गृहं कुत्र अस्ति ?
सोमस्य गृहं तत्र अस्ति, तत् त्वं पश्यसि किम्?
सोमस्य गृहात् स अत्र आगच्छति ।
भूपस्य नगरात् अहं इदानीं आगच्छामि ।
पुरुषस्य भूषणं किं अस्ति ?
वीरस्य पुस्तकं कुत्र अस्ति ?
वीरः गच्छति । जनः नगरात् नगरं गच्छति ।
भूपः पुरुषं वदति किम् ?
कथं नरः नगरात् आगच्छति, किं स वनं न गच्छति ?
नरस्य हस्तात् इदानीं एव शस्त्रं पतितम् ।
तस्य गृहात् इदानीं स अत्र आगच्छति ।
अहं नगरात् नगरं गच्छामि ।

(२) अहं इदानीं न पठामि अत्र ।
इदानीं अत्र न पठामि अहम् ।

न पठामि अत्र अहं इदानीम् ।
अत्र न पठामि इदानीं अहम् ।
पठामि न इदानीं अत्र अहम् ।

(३) किं त्वं न पठसि अत्र पुस्तकम् ?
त्वं न पठसि किं अत्र पुस्तकम् ?
न पठसि किं अत्र त्वं पुस्तकम् ?
पठसि किं न त्वं अत्र पुस्तकम् ?
अत्र पुस्तकं किं त्वं न पठसि ?
पुस्तकं किं त्वं न पठसि अत्र ?
पुस्तकं किं त्वं अत्र न पठसि ?

(४) किं त्वं इदानीं तत्र न गच्छसि ?
त्वं किं इदानीं तत्र न गच्छसि ?
न गच्छसि किं त्वं इदानीं तत्र ?
इदानीं त्वं तत्र न गच्छसि किम् ?
तत्र न गच्छसि किं त्वं इदानीम् ?
त्वं इदानीं न गच्छसि किं तत्र ?

सन्धिः ।

(५) किं त्वमिदानीं तत्र गच्छसि ?
किं त्वमिदानीं तत्र न गच्छसि ?
कुत्रास्ति गृहस्य द्वारं ?
कुत्र गृहस्य द्वारमास्ति ?
त्वमत्र किं नागच्छसि ?
नागच्छसि किं त्वमत्र ?
किं त्वं नागच्छस्यत्र ?

(६) त्वमत्रागच्छ[1] । आगच्छात्र[2] त्वम् । अत्रागच्छ[3] त्वम् । अत्र किं नागच्छसि[4] त्वम् ? त्वं किं नागच्छसि[5] अत्र ? किं न त्वमत्रागच्छसि[6] ? स नगरान्नगरं[7] गच्छति । गच्छति स नगरान्नगरम्[8] । रामस्य पात्रमत्रास्ति[9] । अत्रास्ति[10] पात्रं रामस्य ।

१ त्वं अत्र आगच्छ । २ आगच्छ अत्र । ३ अत्र आगच्छ । ४ न आगच्छसि । ५ न आगच्छसि । ६ त्वं अत्र आगच्छसि । ७ ८ नगरात् नगरं । ९ पात्रं अत्र अस्ति । १० अत्र अस्ति पात्रम् ।

—o—

# પાઠ ૧૪

દરેક ભાષામાં ગુણ બતાવનારા શબ્દો હોય છે તેમને વિશેષણ કહે છે. જેમકે 'કાળું કપડું' એમા કાળું એ વિશેષણ છે. આ પ્રમાણે સસ્કૃતમાં પણ ઘણા વિશેષણો છે, અને તેમનો ઉપયોગ વાકયમાં કરવાની જરૂર હોય છે. આ પાઠમા વિશેષણનો ઉપયોગ કરી બતાવવાનો વિચાર છે તેથી અહીં થોડાં વિશેષણો આપવામા આવ્યાં છે

### विशेषण

| | | | | | |
|---|---|---|---|---|---|
| श्वेत | = સફેદ, ધોળું | कृष्ण | = કાળું | रक्त | = લાલ |
| पीत | = પીળું | हरित | = લીલું | नील | = નીલું |
| शुभ्र | = શ્વેત | अंध | = આંધળો | बधिर | = બહેરો |
| वाचाल | = વધારે બોલનારો | धीर | = ધીરજવાન | वीर | = શૂરવીર |
| | | शोभन | = ઉત્તમ | | |
| विशाल | = મોટું | कृपण | = કંજુસ | उदार | = ઉદાર |
| बलिष्ठ | = બળવાન | ह्रस्व | = નાનું | वदान्य | = દાતા |
| नवीन | = નવું | पुराण | = જૂનું | धनाढ्य | = પૈસાદાર |
| विज्ञ | = જ્ઞાની | कोमल | = કોમલ, નરમ | मूढ | = મૂર્ખ |

વિશેષણના રૂપ વિશેષ્યની માફકજ થાય છે. વિશેષણથી જેનો ગુણ વર્ણન કરવામા આવે છે તેને વિશેષ્ય કહે છે. અહીં વિશેષણનો ઉપયોગ કરવાની રીત જુઓ.

श्वेतः अश्वः । સફેદ ઘોડો
श्वेतं कमलं । સફેદ કમલ

અહીં અશ્વ શબ્દ અકારાન્તપુલ્લિંગ ( નરજાતિનો ) હોવાથી " अश्व " શબ્દ પ્રમાણે " श्वेत " " શબ્દનું રૂપ " થયું છે. એજ પ્રમાણે " कमल " શબ્દ નપુંસકલિંગ ( નાન્યતર જાતિ ) હોવાથી બીજા વાક્યમા ' શ્વેત ' શબ્દનું રૂપ ' कमल ' શબ્દ રૂપ પ્રમાણે થયું છે. આ ઉપરથી સમજી શકાય છે કે કેવી રીતે વિશેષણના રૂપો વિશેષ્યની માફક થાય છે નીચેનાં વાક્યો વાચવાથી આ નિયમ તમારા ધ્યાનમા આવશે.

| | | |
|---|---|---|
| शोभनं वनं । | विशालं उदरं । | नवीनं कलमं । |
| पुराणं वस्त्रं । | शुभ्रं पुष्पं । | नीलं कमलं । |
| रक्तं वस्त्रं । | हरितं वनं । | शोभनं पुस्तकं । |
| पीतं पुष्पं । | शोभनं जलं । | पीतं वस्त्रं । |

આમા નપુંસકલિંગ વિશેષ્યની સાથે વિશેષણ આપ્યા છે. હવે પુલ્લિંગ વિશેષ્યની સાથે વિશેષણના રૂપ જુઓ

| | | |
|---|---|---|
| शोभनः पुरुषः । | विशालः कर्णः । | नवीनः बालकः । |
| पुराणः पुरुषः । | शुभ्रः वर्णः । | नीलः वर्णः । |
| रक्तः वर्णः । | हरितः वृक्षः । | शोभनः गल्लः । |
| बलिष्टः पुरुषः । | धीरः पुरुषः । | वाचालः मनुष्यः । |

એ વિશેષ્ય પુલ્લિંગ હોવાથી વિશેષણના રૂપ પણ તેમના જેવાંજ થયા છે એ વાત નીચે લખેલા વાક્યો વાંચી બરાબર સમજી શકશો.

१ शोभनस्य नगरस्य विशालं द्वारम् । २ धनाढ्यस्य पुरुषस्य रक्तं वस्त्रम् । ३ शोभने जले नवीनं कमलम् ।

૧ ઉત્તમ નગરનો વિશાળ દરવાજો. ૨ ધનવાન માણસનું રાતું વસ્ત્ર. ૩ ઉત્તમ પાણીમાં નવું કમળ.

આ વાકયોમાંથી વાંચક સમજી શકશે કે વિશેષ્યનાં રૂપોની માફકજ વિશેષણનાં રૂપો થાય છે. સંસ્કૃત ભાષાની આ વિશેષતા વાંચકે જરૂર ધ્યાનમાં રાખવી જોઇએ.

## સંધિ

હવે સંધિના ઉપયોગથી વાચક સારી પેઠે પરિચિત થયા છે. નીચે વાકયો સંધિ કરીને આપ્યાં છે એ વાકયો વાંચવાથી સંધિ કયાં અને કેવી રીતે થઇ છે તે વાંચકને સ્પષ્ટતાથી સમજાશે.

## संस्कृत-वाचन-पाठः

अहं वदामि । वदाम्यम् । त्वं वदसि । वदसि त्वम् । स वदति । वदति सः । अहं पठामि । पठाम्यहम् । अहं पश्यामि । पश्याम्यहम् । अहं । खादामि । खादाम्यहम् । अहं गच्छामि । गच्छाम्यहम् ।

स गच्छति । स वदति । स खादति । स पश्यति । स पठति । तत्राहं पठामि । त्वं कुत्र पठसि । सोऽत्र पठति । स यत्र पठति, तत्राहं पठामि । अहमत्र पश्यामि । त्वं कुत्र पश्यसि ? स तत्र पश्यति ।

## પાઠ ૧૫

હવે નીચેના સંસ્કૃત વાક્યો વાંચોઃ—

१ रामचंद्रस्य नवीनं गृहं शोभनं अस्ति । २ श्रीकृष्णस्य पुराणं नगरं कुत्र अस्ति । ३ विज्ञस्य पुरुषस्य शोभनं पुस्तकं अत्र नास्ति । ४ त्वं विशाले वनं इदानीं गच्छसि किम् ? ५ नहि, इदानीं अहं भूपस्य शोभनं नगरं गच्छामि । ६ स पुरुषः भूपस्य शोभनात् नगरात् इदानीं एव आगच्छति । ७ स बलिष्ठः पुरुषः इदानीं कुत्र अस्ति ?

૧. રામચંદ્રનું નવું ઘર સુંદર છે. ૨. શ્રીકૃષ્ણનું જૂનું નગર ક્યાં છે.? ૩. જ્ઞાની મનુષ્યનું ઉત્તમ પુસ્તક અહીં નથી. ૪ શું તું હવે મોટા જંગલમા જાય છે ? ૫. નહીં, હમણાં હું રાજાના સુંદર નગરમાં જાઉં છું ૬. તે મનુષ્ય રાજાના સુદર નગરમાંથી હમણાં જ આવે છે. ૭ તે બળવાન પુરૂષ હમણાં ક્યાં છે ?

હવે નીચેના શબ્દો મોઢે કરો—

| | |
|---|---|
| १ अहम् — હું | ५ मत् — મારી પાસેથી |
| २ माम् — મને | ६ मम — મારૂં |
| ३ मया — મેં | ७ मयि — મારામાં |
| ४ मह्यम् — મારે માટે | |

હવે એનો ઉપયોગ જુઓ —

**१ अहं मम गृहं इदानीं एव गच्छामि । २ त्वं मम गृहं इदानीं एव आगच्छसि किम् ? ३ स पुरुषः मां वदति । ४ अहम् नगरात् नगरं गच्छामि । ५ मम गृहं शोभनं नास्ति किम् ?**

૧. હું મારે ઘેર હમણાં જ જાઉં છું. ૨. શું તું મારે ઘેર અત્યારે જ આવે છે ? ૩. તે મનુષ્ય મને કહે છે. ૪ હું એક શહેરથી બીજે શહેર જાઉ છુ. ૫. શું મારૂં ઘર સુંદર નથી ?

હવે નીચેના શબ્દ ધ્યાનમાં રાખો.

| | |
|---|---|
| सह = સાથે | सकाशात् = પાસેથી |
| साकं = " | सत्वरं = જલદી |
| प्रति = પ્રતિ | दत्त = આપેલું |
| कृत = કરેલું | उक्त = કહેલું |
| गतः = ગયેલો | आगतः = આવેલો |

**१ मया सह स पुरुषः आगच्छति । स मम सकाशात् सत्वरं गतः । ३ मया रामाय फलं दत्तम् । ४ भूपेन मह्यं धनं दत्तम् । ५ मया उक्तं । ६ मया कृतं । ७ मया इदानीं एव कृतम् । ८ मया साकं स न गच्छति ।**

૧. મારી સાથે પેલો પુરુષ આવે છે. ૨ તે મારી પાસેથી તરત ગયો. ૩ મેં રામને ફળ આપ્યુ . ૪ રાજાએ મને ધન આપ્યું. ૫. મેં કહ્યું. ૬. મેં કીધું. ૭ મેં હમણાં જ કર્યું. ૮. તે મારી સાથે જતો નથી.

## પાઠ ૧૬

### संस्कृत-वाचन-पाठः।

(१)

अहं पश्यामि।
अहं तं पश्यामि।
अहं तं सिंहं पश्यामि।
अहं तं सिंहं तत्र पश्यामि।
अहं तं सिंहं तत्र इदानीं पश्यामि।
त्वं तं सिंहं तत्र इदानीं पश्यसि किम्?

(२)

श्रीकृष्णाय नमः। श्रीकृष्णने वंदन हो.
श्रीरामचन्द्राय नमः। श्रीरामचंद्रने वंदन हो.
नमो रामचन्द्राय। रामचंद्रने नमस्कार हो.
नमो वासुदेवाय। वासुदेवने नमस्कार हो.

कृष्णाय वासुदेवाय हरये[1] परमात्मने[2]।
प्रणतक्लेशनाशाय[3] गोविंदाय नमोनमः॥

१ हरये = હરિને २ परमात्मने = પરમાત્માને
३ प्रणतक्लेश-नाशाय = શરણુ આવેલાના દુઃખનો નાશ કરનાર ને

( ३ )

राजा राष्ट्रं रक्षति ।

राजा बलेन राष्ट्रं रक्षति ।

राजा स्वबलेन स्वराष्ट्रं रक्षति ।

( ४ )

द्विजः गच्छति ।

द्विजः काशीं गच्छति ।

सः द्विजः कुमारेण सह काशीं गच्छति ।

सः द्विजः स्वकीयेन कुमारेण सह अद्य एव काशीं गच्छति ।

सः द्विजः विष्णुशर्मा स्वकीयेन कुमारेण वेदमित्रेण सह काशीं इदानीं गच्छति ।

सः किमर्थं काशीं गच्छति इदानीम् ?

सः गंगास्नानार्थं वेदपठनार्थं च काशीं गच्छति, ।

सः वीरः ग्रामं रक्षति । इदानीं वीरः पुरुषः कुत्र गतः ?

स राजा वनात् वनं गच्छति ।

वीरः पुरुषः राष्ट्रस्य संरक्षणं करोति ।

—o—:o:—

# પાઠ ૧૭

નીચેના શબ્દો મોઢે કરો:—

| | |
|---|---|
| ૧ त्वम् - તું | ૫ त्वत् = તારી પાસેથી |
| ૨ त्वां - તને | ૬ तव = તારૂં |
| ૩ त्वया - તારાથી | ૭ त्वयि = તારામાં |
| ૪ तुभ्यं - તારે માટે | |

એમનો ઉપયોગ કરીને ઘણા સંસ્કૃત વાક્યો બની શકે છે.

१ अहं त्वया सह नगरं गच्छामि । २ त्वं मया सह नगरं गच्छसि । ३ स मया सह तत्र न गच्छति, परन्तु त्वया सह अत्र पठति ।

૧ હું તારી સાથે શહેર તરફ જાઉં છું.
૨ તું મારી સાથે શહેર તરફ જાય છે.
૩ તે મારી સાથે ત્યાં જતો નથી, પણ તારી સાથે અહીં વાંચે છે.

तव गृहं शोभनं अस्ति । २ मया तुभ्यं धनं दत्तम् । ३ त्वया मह्यं धनं न दत्तम् । ४ स पुरुषः मम पुस्तकं त्वया सह पठति । ५ त्वं वीरः पुरुषः असि । ६ स शोभनः भूपः अस्ति । ७ तव वीरः पुत्रः कुत्र आस्ति ? ८ तव गृहे त्वं किं न पठसि ? ९ अत्र त्वं कदा आगच्छसि ? १० तव फलं कुत्र अस्ति ? ११ यत्र बलभद्रस्य वस्त्रं अस्ति । १२ त्वया अद्य किमपि

न कृतम् । १३ तव नगरात् अहं अद्य इदानीं एव आगतः ।

१ તારૂં ઘર સુંદર છે. ૨. તને મેં ધન આપ્યુ. ૩ તેં મને ધન આપ્યું નહીં. ૪ પેલો મનુષ્ય મારૂં પુસ્તક તારી સાથે વાંચે છે. ૫. તું વીર પુરુષ છે. ૬ તે સારો રાજા છે. ૭ તારો બહાદુર પુત્ર ક્યાં છે.? ૮ તારે ઘેર તું કેમ વાંચતો નથી ? ૯ તું અહીં ક્યારે આવે છે ? ૧૦. તારૂં ફળ ક્યાં છે? ૧૧ જ્યાં બલભદ્રનું વસ્ત્ર છે. ૧૨ તેં આજે કંઇ પણ કર્યું નથી. ૧૩ તારા નગરમાંથી હું આજે હમણા જ આવ્યો છું.

## સંધિ કરેલાં વાક્યો

અગાઉ આપેલાં વાક્યો સંધિ કરીને અત્રે લખ્યા છે. એ વાક્ય પૂર્વપાઠોમાં આવેલા છે.

तदाऽहं तत्र गच्छामि । तदा तत्राऽहं गच्छामि । तदा तत्र गच्छाम्यहम् । कस्तत्र गच्छति ? तत्र को गच्छति ? गच्छति कस्तत्र ? यदाऽहं तत्र न पश्यामि, तदा तत्र स गच्छति । यदा तत्राऽहं न पश्यामि, स तदा तत्र गच्छति । यदा तत्र न पश्याम्यहं, यदा च त्वं तत्र न पश्यसि, तदा सोऽत्र वदति । यदा त्वं तत्र पश्यस्यत्र तदा स वदति । यदा त्वं तत्र पश्यसि; तदा स वदत्यत्र । कदा त्वमत्र खादसि ?

—:o:—

## પાઠ ૧૮

નીચે લખેલાં વાકય તમો હવે સરળતાથી સમજી શકશો—

अहं सत्वरं आगच्छामि । किं त्वं मम गृहं प्रति इदानीं एव सत्वरं न आगच्छसि ? स कुत्र गतः ? मया धनं न दत्तम् । मया किं इदानीं उक्तम् ? त्वं इदानीं किं किमपि न वदसि ? स इदानीं कुत्र गतः ? त्वं इदानीं यत्र गच्छसि, तत्र स आगच्छति किम् ? भूपस्य नगरं कुत्र अस्ति ? स इदानीं फलं खादति । मम पुस्तकं यत्र अस्ति, तत्र त्वं इदानीं किं न गच्छसि ।

• નીચેના વાકયોનુ' સંસ્કૃત કરો—

હુ' હવે જતો નથી. તુ મારી સાથે આવે છે તે મારી સાથે કેમ આવતો નથી? મારૂ પુસ્તક કયા છે? જયા મારૂં ઘર છે, ત્યાં તું હવે આવે છે? હુ મારે ઘેર જાઉં છુ તુ કેમ આવતો નથી? તે આવે છે. હુ જલદીથી જાઉં છુ!

### સંધિ કરેલાં સસ્કૃત વાકયો

यत्र स पश्यति, तत्राहं गच्छामि । स तत्र खादति । त्वं कुत्र खादसि ? यत्र स गच्छति तत्राहं गच्छामि । को वदति ? स किं वदति ? स तत्र न वदति । त्वं तत्र किं खादसि ? अहं न वदामि । नाऽहं वदामि । न वदाम्यहम् । स गच्छति । त्वं न पश्यसि । तदाऽहमत्र

खादामि । यदा त्वं तत्र खादस्यहं तदात्र खादामि । यदा त्वं तत्र खादसि, तदाऽत्राहं खादामि । यदा त्वं तत्र खादासि, तदाऽत्र खादाम्यहम् ।

अहं तत्र न पश्यामि । तत्राहं न पश्यामि । न तत्र पश्याम्यहम् । स तत्र न गच्छति । त्वमत्र किं पश्यसि ? त्वं किं पश्यस्यत्र ? किमत्र त्वं पश्यसि ? अहं तत्र गच्छामि । तत्राहं गच्छामि । गच्छाम्यहं तत्र । यत्र स गच्छति, तत्राऽहं गच्छामि । यत्र स गच्छ-त्यहं तत्र गच्छामि । यत्र स गच्छति, गच्छाम्यहं तत्र । यत्र स गच्छति, गच्छामि तत्राहम् । यत्राहं पश्यामि, तत्र त्वं किं न पश्यसि ? यत्र पश्याम्यहं तत्र त्वं किं न पश्यसि ? यत्र स पश्यति, तत्राहं पश्यामि । यत्र स पश्यति तत्र पश्याम्यहम् । यत्र स पश्यत्यहं तत्र पश्यामि ।

नहि, नाहं तत्र गच्छामि । नहि, न तत्राहं गच्छामि । नहि, न तत्र गच्छाम्यहम् । न ह्यहं तत्र गच्छामि ।

સૂચના

ઉપરના વાક્યોમાં શબ્દ આગળ પાછળ લખવાથી સંધિમાં ક્યાં અને કેવી રીતે ફેરફાર થાય છે, તે બતાવ્યું છે. થોડા પરિશ્રમથી કયો શબ્દ આગળ પાછળ લખ્યો છે, તે સમજી શકાશે.

—o—

## પાઠ ૧૯

### संस्कृत-वाचन-पाठः ।

(१)

धर्मः रक्षति ।
धर्मः जनान् रक्षति ।
मानवधर्मः सर्वान् मानवान् रक्षति ।
स्वधर्मः श्रेष्ठः प्रियः आदरणीयः च अस्ति ।
रक्षितः मानवधर्मः सर्वान् मानवान् रक्षति ।
श्रेष्ठः मानवधर्मः सर्वैः रक्षणीयः ।

(२)

वृक्षात् पुष्पं पतति[1] ।
तस्मात्[2] वृक्षात् पुष्पं पतति ।
तस्मात् वृक्षात् इदानीं एव रक्तं पुष्पं पतति ।

बाल इदानीं अत्र आगच्छति । तव[3] पुत्रः कुत्र गच्छति अधुना? तत्र त्वं गच्छ, तत् पुष्पं पश्य च ।

---

१ पत् = પડવું, २ तस्मात् = તેનાથી, ३ तव = તારું.

रामो राजमणिः सदा विजयते ।
रामं रमेशं भजे ॥
रामेण अभिहता निशाचरचमू ।
रामाय तस्मै नमः ॥
रामान्नास्ति परायणं परतरं ।
रामस्य दासोऽस्म्यहं ॥
रामे चित्त-लयः सदा भवतु मे ।
भो राम मां उद्धर ॥

१ रामः राजमणि सदा विजयते = રાજમણિ શ્રીરામ-હમેશા વિજય પામે છે.

२ रमेश रामं भजे = રમાપતિ શ્રીરામને ભજું છુ.

३ रामेण निशाचरचमू अभिहता = રામે રાક્ષસોની સેના મારી નાખી.

४ तस्मै रामाय नमः = તે રામને વંદન

५ रामान् परतर परायणं नास्ति = રામ કરતાં વધુ શ્રેષ્ઠ બીજો કોઇ તારણહાર નથી

६ रामस्य दासः अहं अस्मि = હું રામનો સેવક છુ

७ रामे मे चित्तलयः सदा भवतु = શ્રીરામમા મારૂ મન હમેશા રહો

८ भो राम ! मां उद्धर = હે રામ ! મારો ઉદ્ધાર કરો

## પાઠ ૨૦

નીચે લખેલા શબ્દો વાંચો—

| | |
|---|---|
| यदि = જો | नोचेत् = નહીં તો |
| तर्हि = તો | युक्तं = ઠીક |
| कथं = કેવી રીતે? | सत्यं = સત્ય, સાચું |

१ यदि त्वं तत्र न गच्छसि, तर्हि अहं अत्र एव आगच्छामि । २ यदि त्वं फलं इदानीं न खादसि तर्हि अहं फलं न खादामि । ३ यदि त्वं वदसि, तर्हि अहं वदामि । ४ यदा त्वं पठसि, तदा अहं न पठामि । ५ अहं सत्यं वदामि । ६ त्वं युक्तं वदसि । ७ स न सत्यं वदति । ८ कथं त्वं एवं वदसि ?

૧. જો તું ત્યાં નહિ જાય, તો હું અહીંઆજ આવું છું. ૨ જો તું હવે ફળ નહિ ખાય, તો હું ફળ ખાવાનો નથી. ૩. જો તું બોલે તો હું બોલું છું. ૪. જ્યારે તું વાંચે છે, ત્યારે હું વાંચતો નથી. ૫. હું સાચું કહું છું. ૬. તું યોગ્ય કહે છે. ૭. તે સાચું બોલતો નથી. ૮. તું એ પ્રમાણે કેમ બોલે છે?

હવે નીચેના વાક્યો સહેલાઇથી સમજી શકશો:—

यदि त्वं गच्छसि, तर्हि अहं न गच्छामि । यदि स भूपः अत्र आगच्छति, तर्हि अहं किमपि न वदामि ।

कुत्र त्वं इदानीं गच्छसि ? यत्र त्वं न गच्छसि। स किं न किमपि वदति ? न युक्तं उक्तं त्वया। स इदानीं न सत्यं वदति। स सर्वदा एव सत्य वदति।

નીચે લખેલા વાકેયોનુ સસ્કૃત કરો —

તુ કયા જાય છે? તે હુમણા કયા છે? રાજા નગરમા છે તુ તારા ઘરમા છે હુ તારા ઘરમા છુ હવે તુ મારા ઘરમા વાચે છે તુ સારા શબ્દ બોલે છે. તે હવે સાચુ બોલતો નથી તુ હવે બરાબર કેમ બોલતો નથી? તુ જ્યા જાય છે, ત્યા તે જતો નથી હુ હુમણા જલદી જાઉ છુ તે ઘરમા નથી તે હુમણા ઘરમાજ છે

સધિ કરેલાં વાકયો

रामो गच्छति। कृष्णो वदति। सोमो न गच्छति। कृष्णस्तत्र न पश्यति। तत्र कृष्णो न पश्यति। तत्र न कृष्णः पश्यति। न कृष्णस्तत्र पश्यति। कृष्णो न गच्छति। न कृष्णो गच्छति। वायुः सदा गच्छति। रामो न वदति। न रामो वदति। सोमो गच्छति। सदा वायुर्गच्छति। कृष्णः किं न वदति ? किं कृष्णो न वदति ? किं न कृष्णो वदति ? जयचन्द्रः किं न पश्यति ? किं जयचन्द्रो न पश्यति ? कि न जयचन्द्रः पश्यति ? सर्वमित्रो न खादति। न सर्वमित्रः खादति। स तत्र किं न खादति ?

–+–

## પાઠ ૨૧.

હવે નીચે લખેલા શબ્દો ધ્યાનમાં શિખો—

૧ कः = કોણ ૪ कस्मै = કોને માટે
२ कम् = કોને ५ कस्मात् = કોની પાસેથી
३ केन = કોનાથી, કોણે ६ कस्य = કોનો, કોની, કોનું
કોની મારફત ७ कस्मिन् = કોનામાં

એ શબ્દોનો ઉપયોગ નીચે જણાવ્યા પ્રમાણે કરો અને વાકય બનાવો —

१ कः सः पुरुषः अस्ति ? २ त्वं कं पुरुषं पश्यसि ? ३ तुभ्य कन नरेण धनं दत्तम् ? ४ कस्मै जनाय त्वया वस्त्रं दत्तम् ? ५ कस्मात् नगरात् त्वं इदानीं आगतः ? ६ कस्य गृहे सः इदानीं अस्ति ? ७ कस्मिन्नगरे कमलं नास्ति ।

૧. તે મનુષ્ય કોણ છે ? ૨. તું કયા મનુષ્યને જુએ છે ? ૩ તને કયા માણસે ધન આપ્યું ? ૪. કયા મનુષ્યને તેં વસ્ત્ર આપ્યું ? ૫. કયા નગરથી તું હમણાં આવ્યો છે ? ૬. હમણાં તે કોના ઘરમાં છે ? ૭. કયા શહેરમાં કમળ નથી ?

નીચે લખેલાં વાકયો હવે તમને સમજાઇ જશે:—

कः मनुष्यः अत्र अस्ति ? अत्र कः पुरुषः न अस्ति । अहं एव अत्र इदानीं अस्मि । इदानीं त्वं पुस्तकं

पठसि किम् ? स कृपणः पुरुषः तत्र नास्ति । अत्र त्वं कदा आगच्छसि ? त्वं सदा सत्यं वदसि, तथा अहं सदा युक्तं वदामि ।

હવે નીચે લખેલાં શબ્દ મોઢે કરો—

लिखति = (તે) લખે છે. तिष्ठति = (તે) ઉભો રહે છે.
लिखसि = (તું) લખે છે. तिष्ठसि = (તું) ઉભો રહે છે.
लिखामि = (હું) લખું છું. तिष्ठामि = (હું) ઉભો રહું છું.
पचति = (તે) રાંધે છે. धावति = (તે) દોડે છે.
पचसि = (તું) રાંધે છે. धावसि = (તું) દોડે છે.
पचामि = (હું) રાંધું છું. धावामि = (હું) દોડું છું.

સંધિ કરેલાં વાકયો

यदा रामोऽत्र पठति,तदा तत्र स खादति । यदाऽत्र रामः पठति, तदा तत्र स खादति । रामो यदाऽत्र पठति, तदा तत्र स खादति । यदा कृष्णस्तत्र गच्छति, तदा स नैव पठति । कृष्णो यदा तत्र गच्छति, तदा स नैव पठति । यदा तत्र गच्छति कृष्णस्तदा स नैव पठति । अहमागच्छामि । आगच्छाम्यहम् । त्वमागच्छसि । अहं नागच्छामि । नागच्छाम्यहम् ।

# પાઠ ૨૨

હવે તમારા ૨૧ પાઠ પૂરા થયા છે. એ પાઠોમાં તમે કેટલું સમજ્યા તે હવે આ પાઠમાં તપાસી જુઓ. એ પરીક્ષા માટે શ્રીમદ્ ભગવદ્ગીતાના બે શ્લોક અહીં આપ્યા છે.

ईश्वरः सर्वभूतानां-हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥
(भगवद्गीता, अ० १८।६१, ६२ )

पदानि-ईश्वरः । सर्व+भूतानां । हृद्+देशे । अर्जुन । तिष्ठति । भ्रामयन् । सर्व+भूतानि । यंत्र+आरूढानि । मायया ॥ ६१ ॥

तं । एव । शरणं । गच्छ । सर्व+भावेन । भारत । तत्+प्रसादात् । परां । शान्तिं । स्थानं । प्राप्स्यसि । शाश्वतम् ॥ ६२ ॥

अन्वयः—हे अर्जुन ! सर्वभूतानां हृद्देशे ईश्वरः तिष्ठति । मायया यन्त्र-आरूढानि सर्व-भूतानि भ्रामयन् ॥ ६१ ॥

हे भारत ! तं एव सर्व-भावेन शरणं गच्छ । तत्-प्रसादात् परां शान्तिं शाश्वतं स्थानं प्राप्स्यसि ॥६२॥

વાંચકો ! તમો આ શ્લોકોનો અર્થ સમજી ગયાજ હશો. જો ન સમજ્યા હોય, તો આ અન્વય બે ચાર વાર વાંચવાથી ભાવ કે અર્થ જરૂર સમજી શકશો. તમારી સુગમતા માટે અહીં શબ્દાર્થ આપ્યો છે.

હે અર્જુન ! ( सर्वभूतानां ) સર્વ પ્રાણીઓનાં ( हृद्+देशे ) હૃદય-પ્રદેશમાં ( ईश्वरः ) ઇશ્વર ( तिष्ठति ) રહે છે. અને ( मायया ) કુશળતાથી (यंत्र+आरूढानि) યંત્ર પર લગાડેલાં ચિત્રોની માફક ( सर्व-भूतानि ) સર્વ પ્રાણીઓને ( भ्रामयन् ) ફેરવે છે. ॥ ૬૧ ॥

હે ( भारत ) અર્જુન ! ( तं एव ) તેનેજ ( सर्व-भावेन ) પૂર્ણ ભક્તિથી શરણે ( गच्छ ) જા, ( तत् प्रसा-दात् ) તેની કૃપાથી તું ( परां ) શ્રેષ્ઠ શાંતિ તથા શાશ્વત સ્થાન ( प्राप्स्यसि ) પ્રાપ્ત કરીશ. ॥ ૬૨ ॥

આ બે શ્લોકોનો અડધો ભાગ તો તમો સમજી ગયા હતા. કેટલાક શબ્દોનો પરિચય ન હોવાથી બાકીનો અડધો ભાગ તમારા ધ્યાનમાં આવ્યો ન હતો. જો થોડા વધારે શબ્દોનો તમને પરિચય થશે, તો એવી જાતના શ્લોક પણ તમો જરૂર સમજી શકશો, એટલો વિશ્વાસ તમારા મનમાં જરૂર આવ્યો હશે. — જો થોડા પ્રયાસથી તમો આ શ્લોક સમજી શકો છો, તો જો તમો એક વર્ષ સુધી એ પ્રમાણે પ્રયત્ન કરશો, તો રામાયણ, મહાભારત સરળતાથી સમજી શકશો.

## પાઠ ૨૩

પૂર્વોકત શ્લોકમાંથી બનાવેલાં કેટલાક વાકયો જુઓ —

हृद्देशे ईश्वरः तिष्ठति ।
हृदये ईशः अस्ति
तं शरणं गच्छ ।
ईशं शरणं गच्छ ।
ईश्वरं शरणं गच्छ ।
परां शान्तिं प्राप्स्यसि
शाश्वतं स्थानं प्राप्स्यसि ।

આ પ્રમાણે બીજા ઘણાં વાકયો બની શકે છે. તે નીચેનાં વાકયો પરથી સમજાશે.

युद्धदेशे अर्जुनः तिष्ठति ।
रथे कृष्णः तिष्ठति ।
नगरे भूपः तिष्ठति ।
द्वारदेशे नरः तिष्ठति ।
भूपं शरणं गच्छ ।
नरं शरणं गच्छ ।
शोभनं पुस्तकं प्राप्स्यसि ।

## संस्कृत-वाक्यानि।

यदा त्वं लिखसि, तदा स तत्र धावति। यदा स गृहे तिष्ठति, तदा अहं पुस्तकं न पठामि। यदा स धावति, तदा फलं खादति। यदा त्वं पचसि, तदा अहं लिखामि। स पुरुषः इदानीं धावति। स वीरः पुरुषः कदा अत्र आगतः? त्वं किमपि किं न लिखसि? स किं अत्र तिष्ठति? स किं धावति?

નીચેનાં વાકયોનું સંસ્કૃત કરો —

જ્યારે તું બોલે છે, ત્યારે તે દોડે છે. તે શું રાંધે છે? તે કેમ નથી આવ્યો? તે કયાં છે? હું અહીં છું. તે મનુષ્ય હવે કેમ દોડે છે.? જ્યારે તું ફળ ખાય છે, ત્યારે તે પત્ર લખે છે. જો તું જોતો નથી, તો તે જતો નથી. તું અહીં કેમ ઉભો છે? તે અહીં કેમ નથી? તું હવે કેમ દોડતો નથી? તું તેને પત્ર કેમ લખતો નથી? તું કયાં જુએ છે? તું ત્યાં કેમ જોતો નથી?

હવે આ વાકયો આપ પ્રયત્ન વગર સમજી શકશો —

त्वं इदानीं किं पश्यसि? सः अधुना कुत्र गतः? रामः इदानीं तत्र नास्ति किम्? अहं नगरात् इदानीमेव आगतः। अहं शीघ्रं पुस्तकं पठामि। ईश्वरः कुत्र अस्ति? ईश्वरः हृद्देशे तिष्ठति। मनुष्यस्य हृदयप्रदेशे ईशः अस्ति। मम हृदयदेशे ईश्वरः अस्ति किम्?

# પાઠ ૨૪

## संस्कृत-वाचन-पाठः ।

### ( १ )

ईश्वरः जयति । सूर्यः प्रकाशते । मेघः वर्षति ।
मनुष्यः गच्छति । रामः आगच्छति । वायुः वाति ।
गुरुः आगच्छति । मृगः धावति । बालः क्रीडति ।
मयूरः नृत्यति । जनः अटति । अग्निः ज्वलति ।
नृपः आगच्छति । बालः गच्छति । चन्द्रः प्रकाशते ।
गुरुः गच्छति । बालः धावति । मृगः क्रीडति ।
मयूरः अस्ति । वायुः आगच्छति । अग्निः अस्ति ।
नरः गच्छति । बुधः आगच्छति । नदी प्रवहति ।
जलं स्यन्दते । मनुष्यः धावति । नरः गच्छति ।

### ( २ )

मेघाः वर्षन्ति । मनुष्याः गच्छन्ति । मृगाः धावन्ति ।
मयूराः नृत्यन्ति । जनाः अटन्ति । बालाः क्रीडन्ति ।
पुरुषाः धावन्ति । नराः गच्छन्ति । बुधाः आगच्छन्ति ।
नृपाः गच्छन्ति । जनाः धावन्ति । मृगाः आगच्छन्ति ।
बालाः गच्छन्ति । मयूराः धावन्ति । जनाः प्रकाशन्ते ।
मृगाः गच्छन्ति । नराः आगच्छन्ति । मेघाः गच्छन्ति ।

## શબ્દોના અર્થ

जि ( વિજય મેળવવો ) = जयति । अग्निः= (અગ્નિ, દેવતા ) !

| | |
|---|---|
| प्रकाश् ( પ્રકાશવું )=प्रकाशते | दह् ( બાળવું )=दहति । |
| वर्ष् (વરસવું )=वर्षति । | बुधः = જ્ઞાની પુરુષ |
| मेघः =વાદળ | प्रवह् ( વહેવું ) = प्रहवति । |
| वायुः = વાયુ, હવા | स्यन्द् (વહેવું )=स्यन्दते । |
| गुरुः = શિક્ષક | क्रीड् ( રમવું ) = क्रीडति । |
| मृगः = હરણ | दंश् ( કરડવું, ડંખવું )=दशति । |
| धाव् ( દોડવું )=धावति । | स्फुर् ( ફરકવું ) =स्फुरति । |
| बालः = બાળક | वेप् ( કંપવું ) = वेपते । |
| मयूरः = મોર | वह् ( વહેવું ) = वहति । |
| नृत् ( નાચવું ) = नृत्यति । | काश् ( પ્રકાશવું )=काशते । |
| अट् ( ભટકવું ) = अटति । | प्रधाव् ( દોડવું )=प्रधावति । |

## संस्कृत-वाक्य ।

वीरः जयति । अग्निः ज्वलति । दीपः प्रकाशते । बुधः वदति । मयूरः नृत्यति । बालः अटति । अश्वः धावति । वृद्धः वेपते । बुधः गुरुः शिक्षकः अस्ति । क्रीडति बालः । सर्पः दशति ।

# पाठ २५

गुरुं शिष्यः नमति । ईश्वरं भक्तः प्रणमति ।
नृपं सेवकः नमति । भूप दासः प्रणमति ।
सेवकः भारं वहति । किंकरः भारं प्रवहति ।
धनं पुत्रः नयति । धनं चोरः चोरयति ।
पुरुषः ग्रामं गच्छति । पुरुषः ग्रामात् आगच्छति ।
बालः गृहात् आगच्छाति । बुध वेदं पठति ।
सेवक छत्रं धारयति । अतिथिः गृहं गच्छति ।
अतिथि गृहात् निर्गच्छति । पुरुष क्रीडति ।
नृपः राज्यं रक्षति । धनिकः धनं रक्षति ।
अश्वः तृणं भक्षयति । भक्तः ईश्वरं भजति ।
साधु धर्मं रक्षति । विप्र वेदं रक्षति ।
गुरु शिष्यं रक्षति । आचार्य उपदिशति ।
सिंह मृगं प्रहरति । मूर्ख वृषभं प्रहरति ।

ग्रामात् बालाः आगच्छन्ति । नगरात् पुरुषाः आगच्छन्ति । मेघाः आकाशात् जलं वर्षन्ति । जलं पततति । वृक्ष मार्गे पतति । मूर्ख व्यर्थं अटति । बुधः जानाति ।

## શબ્દોના અર્થ

नम् ( નમન કરવું ) = नमति । वह् ( ઉચકવું ) = वहति ।
प्रणम् ( ,, ,, ) = प्रणमति । प्रवह् ( ,, ) = प्रवहति ।
नी (नय्) ( લઈ જવું ) = नयति । भक्ष् ( ખાવું ) = भक्षयति ।
भज् ( ભજન કરવું ) = भजति । प्रहृ ( પ્રહાર કરવો ) = प्रहरति ।
आनी ( आनय् ) ( લાવવું ) = आनयति । बुधः = જ્ઞાની
चुर् (चोर्) ( ચોરવું ) = चोरयति । ज्ञा ( જાણવું ) = जानाति ।
उपदिश् ( ઉપદેશ કરવો ) = उपदिशति । निर्गच्छ् ( બહાર જવું ) = निर्गच्छति ।

### संस्कृत-वाक्य ।

भक्तः ईश्वरं नमति । अहं प्रणमामि रामचन्द्रम् । पुरुषः वृषभं नयति क्षेत्रे । चोरः धान्यं नयति क्षेत्रात् । मानवः भक्षयति अन्नम् मध्यान्हसमये । गुरुः उपदिशति मानवधर्मम् । सेवकः अश्वं प्रहरति । कदा सेवकः चोरं प्रहरति ? अहं न जानामि । विनायकः अश्वं नयति गृहात् बहिः । रामः रथं आनयति स्वगृहं प्रति । अश्वः पुरुषं वहति । न वहति इदानीं पुरुषं अश्वः । को जानाति । स एतत् जानाति ।

—०—

# પાઠ ૨૬

| | | | |
|---|---|---|---|
| सः | = તે | तस्मात् | = તેનાથી |
| तम् | = તેને | तस्य | = તેનું |
| तेन | = તેણે, તેનાથી | तस्मिन् | = તેમાં |
| तस्मै | = તેને માટે | | |

હવે એનો ઉપયોગ વાકયમાં કરો —

तव पुस्तकं अहं नैव पठामि । मम पुस्तकं एव पठामि । त्वं इदानीं मम पुस्तकं पश्यसि । यदा त्वं तत्र गच्छसि, तदा स कुत्र भवति ? यदि त्वं फलं न खादसि, तर्हि अहं न खादामि । अधुना स पत्रं लिखति। स पुस्तकेन सह अत्र आगच्छति । त्वं रामेण सह अत्र आगच्छसि किम् ? कथं स तत्र नागच्छति ? पुस्तकस्य पत्रं कुत्र अस्ति ? तव गृहं कुत्र अस्ति ? मम गृहं तव गृहस्य समीपं एव अस्ति ।

तव हृदये ईश्वरः अस्ति एव । अहं तं ईश्वरं सर्वभावेन शरणं गच्छामि । त्वं तं ईश्वरं सर्वभावेन शरणं गच्छ । विपुलं धनं प्राप्स्यसि। गृहे धनं भवति ?

मम गृहे श्रीरामचन्द्रः अस्ति । तेन सह अहं भ्रमणाय गच्छामि । त्वं केन सह भ्रमणाय गच्छसि ?

## संस्कृत-वाक्यानि ।

१ तस्य गृहं अत्र नास्ति । २ स इदानीं कुत्र आस्ति ? ३ तस्य नगरं अधुना गच्छ । ४ तेन तुभ्यं किं दत्तम् ? ५ केन तस्मै फलं दत्तम् ? ६ तस्मात् नगरात् अत्र आगच्छ । ७ तस्य ईश्वरस्य वाचकः प्रणवः अस्ति ।

૧. તેનું ઘર અહીં નથી. ૨. તે હમણાં ક્યાં છે ? ૩. તેના શહેર તરફ હવે જા. ૪. તેણે તમને શું આપ્યું ? ૫. તેને ફળ કોણે આપ્યું ? ૬. તે નગરમાંથી અહીં આવ. ૭ તે ઇશ્વરનું વાચક પ્રણવ ( ૐકાર ) છે.

હવે નીચે લખેલાં વાક્ય વાચતાંજ સમજી શકશો. —

## संस्कृत-वाक्यानि ।

तस्मिन् नगरे तव गृहं कस्मिन् स्थाने आस्ति ? रामचन्द्रस्य गृहस्य समीपे मम गृहं अस्ति । सूर्यस्य प्रकाशे सः तिष्ठति । त्वं सूर्यस्य किरणे पुस्तकं किं पठासि ? तेन मह्यं पुस्तकं दत्तं, तत् अहं इदानीं चन्द्रस्य प्रकाशे न पठामि । त्वं दीपस्य प्रकाशे पुस्तकं पठासि किम् ? नहि नहि, अहं दीपस्य प्रकाशे पुस्तकं न पठामि । अहं ह्यः रामचन्द्रस्य गृहं गतः । तत्र इन्द्र-दत्तः किं पश्यति ? स फलं किं न खादति ? सोमेन

दत्तं फलं स न खादति । रामस्य शोभनं पुस्तकं कुत्र अस्ति ? तत् नगरं गच्छ । स त्वां तत्र पश्यति । अहं अत्र त्वां पश्यामि । कथं स तत्र गच्छति ? स तत्र नास्ति ।

આ શબ્દનું મોઢે કરો

| | | | | | |
|---|---|---|---|---|---|
| वद् | = બોલ | पठ | = વાંચ | भव | = હો |
| पश्य | = જો | खाद् | = ખા | गच्छ | = જા |
| आगच्छ | = આવ | पच | = રાંધ | धाव | = દોડ |
| प्रापय | = મેળવ | चल | = ચાલ | पत | = પડી જા |
| कुरु | = કર | देहि | = આપ | ब्रूहि | = બોલ |
| लिख | = લખ | तिष्ठ | = ઉભો રહે | भ्रामय | = ફેરવ |
| नय | = લઈ જા | उपविश | = બેસ | आनय | = લાવ |

હવે એનો ઉપયોગ કરીને વાક્ય બનાવો —

१ हे रामचन्द्र ! त्वं फलं खाद । २ हे मनुष्य ! पुस्तकं पठ । ३ त्वं तत्र गच्छ । ४ इदानीं सत्वरं धाव । ५ सत्यं वद । ६ पत्रं लिख । ७ फलं तत्र नय ।

૧. હે રામચંદ્ર ! તું ફળ ખા. ૨. હે મનુષ્ય ! તું પુસ્તક વાંચ. ૩. તું ત્યાં જા. ૪. હવે જલદી દોડ. ૫. સાચું બોલ. ૬. પત્ર લખ. ૭. ફળ ત્યાં લઈ જા.

## संस्कृत-वाचन-पाठः।

ब्रूहि स इदानीं कुत्र गतः ? वद, त्वं किं अधुना पठसि ? चक्रं भ्रामय इदानीम्। अधुना धाव। फलं शीघ्रं खाद। रामस्य शोभनं पुस्तकं कृष्णस्य गृहं नय। तव रक्त वस्त्रं कः पश्यति ? मम पीतं वस्त्रं शीघ्रं तत्र नय। अत्र एव उपविश। इदानीं अहं अत्र एव तिष्ठामि, शीघ्रं अत्र आगच्छ।

१ कं नु खलु एषः ? =આ ખરેખર કોણ છે?
२ कः एषः भोः ! = અરે, આ કોણ ?
३ कः नु खलु अस्मान् पीडयति ? = ખરેખર અમને કોણ પીડે છે ?
४ आर्य ! कः एवं अस्मान् सन्तापयति ! = આર્ય ! આ કોણ અમને આમ સતાવે છે ?
५ भोः ब्राह्मण ! तिष्ठ तिष्ठ = હે બ્રાહ્મણ ! ઉભો રહે, ઉભો રહે.
६ भो ब्राह्मण ! न गन्तव्यम्; न गन्तव्यम् = હે બ્રાહ્મણ ! ન જો, ન જા.
७ न भेतव्यं, न भेतव्यम्। = ન ડર, ન ડર.
८ किं करिष्यति मन्दभाग्यः ? શું કરશે દુર્ભાગી ?

९ न तत्र पाण्डवाः इति मन्ये। = ત્યાં પાંડવો નથી એમ હું માનું છું.

१० कथं त्वं जानीषे ? = કેમ તું જાણે છે ?

११ अहं भवन्तं अनुगमिष्यामि = હું આપને અનુસરીશ.

१२ वृद्धः त्वं, अपसर दूरम् = તું વૃદ્ધ છે, દૂર જા.

## संस्कृत-वाचन-पाठः ।

| સંધિ વગરનાં વાક્યો. | સંધિ કરેલાં વાક્યો. |
|---|---|
| दूरं अपसर। | दूरमपसर। |
| वृद्धः त्वम्। | वृद्धस्त्वम्। |
| भवन्तं अनुगमिष्यामि। | भवन्तमनुगमिष्यामि। |
| पाण्डवाः इति। | पाण्डवा इति। |
| कः एषः भोः। | क एष भोः। |
| खलु अस्मान्। | खल्वस्मान्। |
| एवं अस्मान्। | एवमस्मान्। |
| वस्त्रं आनय। | वस्त्रमानय। |
| गृहं आगच्छ। | गृहमागच्छ। |

—:o:—

## પાઠ ૨૭

હવે તમારી યોગ્યતા આટલી થઇ છે કે તમે નીચે લખેલાં વાક્યો વાંચી સમજી શકશો.

**तं तस्य गृहं प्रापय । मम पत्रं तत्र नय । तस्मै एकं पत्रं देहि । तं देशं गच्छ । गच्छ, अधुना ब्रूहि त्वया किं उक्तम् ? स कदापि युक्तं न वदति । अहं सदा युक्तं सत्यं एव वदामि । गृहस्य समीपं स लिखति । स इदानीं वने वृक्षस्य समीपं तिष्ठति । फलं देहि, पुस्तकं नय, पत्रं लिख ।**

હવે આ પાઠમાં નીચેનાં શબ્દો મોઢે કરો.

| | | | |
|---|---|---|---|
| १ यः | = જે | ५ यस्मात् | = જેની પાસેથી |
| २ यम् | = જેને | ६ यस्य | = જેનું |
| ३ येन | = જેનાથી | ७ यस्मिन् | = જેમાં |
| ४ यस्मै | = જેને માટે | | |

એમનો ઉપયોગ કરવાથી ઘણાં ઉપયોગી વાક્યો બનાવી શકાય છે, તે નીચેનાં વાક્યો જોવાથી સમજાશે.

**१ यः शूरः पुरुषः इदानीं मम नगरे अस्ति, स एव तत्र अद्य गच्छति । २ यं त्वं इदानीं तत्र पश्यसि, स एव स भूपः । ३ येन तुभ्यं धनं दत्तं स एव वीरः अस्ति ।**

४ तस्मात् नगरात् इदानीं यः मनुष्यः आगतः स एव यज्ञदत्तशर्मा अस्ति । ५ यस्य पुरुषस्य पुस्तकं त्वं पठसि, स एव मम गृहे इदानीं अस्ति । ६ यस्मिन् गृहे सः नरः अस्ति, तत् गृहं कुत्र अस्ति ? ७ तस्य भूपस्य किं नगरम् ।

१. જે શૂર મનુષ્ય હમણા મારા નગરમાં છે, તેજ આજે ત્યાં જાય છે. ૨. જેને તું હમણા ત્યાં જુએ છે, તે રાજા છે. ૩. જેણે તેને ધન આપ્યું, તેજ શૂર છે. ૪. તે નગરમાંથી હમણા જે મનુષ્ય આવ્યો, તેજ યજ્ઞદત્તશર્મા છે. ૫. જે મનુષ્યનું પુસ્તક તું વાંચે છે, તે આ સમયે મારા ઘરમાં છે. ૬. જે ઘરમાં તે મનુષ્ય છે, તે ઘર ક્યાં છે ? ૭. તે રાજાનું શહેર કયું ?

નીચે લખેલા શબ્દો મોઢે કરો —

वदिष्यति = બોલશે [તે]    खादिष्यति = ખાશે [તે]
वदिष्यसि = બોલીશ [તું]    खादिष्यसि = ખાઇશ [તું]
वदिष्यामि = બોલીશ [હું]    खादिष्यामि = ખાઇશ [હું]
द्रक्ष्यति = જોશે [તે]    गमिष्यति = જશે [તે]
द्रक्ष्यसि = જોશે [તું]    गमिष्यसि = જશે [તું]
द्रक्ष्यामि = જોઇશ [હું]    गमिष्यामि = જઇશ [હું]

## संस्कृत वाक्यानि

१० अतः जनकः राजा विवाहमंगलाय भवन्तं सपुरोहितं निमंत्रयति।

## ભાષા વાક્ય

(૧૦) તેથી જનક રાજા વિવાહ મંગલ માટે (भवन्तं) આપને પુરોહિતો સાથે નિમત્રણ આપે છે.

વાચક આ પાઠનો સારી રીતે અભ્યાસ કરે અને અનેક વાર વાંચે.

## સંધિ કરેલાં વાક્યો

अत्रास्ति धनुष्यं शंकरस्य। शंकरस्य धनुष्यमत्रास्ति। धनुष्यमस्त्यत्र शंकरस्य। अस्त्यत्र धनुष्यं शंकरस्य।

२ क्षेत्रं कृपतो मे लांगलादुत्थितैका सुता चास्ति। मे क्षेत्रं कृपतो लांगलादुत्थितैका चास्ति सुता। सुता चास्त्येका लांगलादुत्थिता मे क्षेत्रं कृपतः।

३ क्षेत्रं शोधयता लब्धाऽतः सा सीतेति नाम्ना विश्रुता। लब्धा क्षेत्रं शोधयताऽतः सीतेति नाम्ना विश्रुता।

४ सेदानीं स्वयंवरयोग्या संजाता। संजातेदानीं सा स्वयंवरयोग्या। स्वयंवरयोग्या सा संजातेदानीम्।

+—o—+

## પાઠ ૧૫

શ્લોકના પાઠોમાં પહેલાં પદ આપીને અન્વય આપવામાં આવતો, પણ આ પુસ્તકમાં શરૂઆતથીજ પદ આપવાનું બંધ કર્યું છે. વાચકોને પદ સંબંધી કોઇ સદેહ થાય તો તે અન્વયમાં પદ જોઈ શકે છે. વાચક પોતે અન્વયને જોઇ શ્લોકના પદ લખવાનો અભ્યાસ કરે. એવી રીતે તેમનો અભ્યાસ બહુ વધી જશે.

यथा तस्य तथा नस्त्वं निर्विशेषा वयं त्वयि ।
भवतश्च यथा तस्य पालयास्मान्यथा कविः ॥ ९ ॥
( म० भा० आदि १४९ )

अन्वयः— यथा तस्य त्वं। तथा नः त्व। वयं त्वयि निर्विशेषाः। यथा तस्य तथा भवतः। यथा कविः तथा अस्मान् पालय ॥

અર્થ—જેમ તે વિદુર માટે તુ છે, (तथा) તેમ (नः) અમારે માટે તુ છે. (वयं) અમે (त्वयि) તારામા (निर्विशेषा) વિશેષતા રહિત છીએ– (અર્થાત્ કોઇ બીજો ભાવ નથી રાખતા). જેમ તે વિદુરના સબધમાં તેમ જ (भवतः) તારા સંબધમાં [ અમારા મનમાં ભાવ છે]. જેમ (कविः) વિદુર તેમ તુ પણ (अस्मान्) અમારી (पालय) રક્ષા કર.

इदं शरणमाग्नेयं मदर्थमिति मे मतिः ।
पुरोचनेन विहितं धार्तराष्ट्रस्य शासनात् ॥ १० ॥

अन्वयः– इदं आग्नेयं शरणं धार्तराष्ट्रस्य शासनात् पुरोचनेन मदर्थं विहितं इति मे मतिः ॥

અર્થ— આ (आग्नेयं) અગ્નિથી બળવા યોગ્ય (शरणं) ઘર ધૃતરાષ્ટ્ર પુત્રની (शासनात्) આજ્ઞાથી પુરોચને (विहितं) મારા માટે બનાવ્યું', એવો મારો મત છે.

स पापः कोशवांश्चैव ससहायश्च दुर्मतिः ।
अस्मानपि च पापात्मा नित्यकालं प्रबाधते ॥ ११ ॥

अन्वयः— स दुर्मतिः पापः कोशवान् च ससहायः एव पापात्मा अस्मान् अपि नित्यकालं प्रबाधते ॥

અર્થ—તે દુષ્ટબુદ્ધિ પાપી (कोश-वान्) ખજાનાથી યુક્ત અર્થાત ધનવાન (स-सहायः) સહાયી જનોથી યુક્ત પાપાત્મા, (अस्मान्) અમને (अपि) જ સદા સર્વદા બાધા પહોંચાડે છે.

स भवान्मोक्षयत्वस्मान्यत्नेनास्माद्धुताशनात् ।
अस्मास्विह हि दग्धेषु सकामः स्यात्सुयोधनः ॥ १२ ॥

अन्वयः—सः भवान् अस्मात् हुताशनात् यत्नेन अस्मान् मोक्षयतु । हि अस्मासु इह दग्धेषु सुयोधनः सकामः स्यात् ।

અર્થ—તે (भवान्) આપ (अस्मान्) આ અગ્નિથી પ્રયત્ન કરી અમને (मोक्षयतु) બચાવો, કારણકે અહીંયાં (अस्मासु दग्धेषु) અમારા બળી જવાથી (सुयोधनः) દુર્યોધન (स-कामः) સફળ ઇચ્છા ધરાવનાર થઇ જશે.

इदं तदशुभं नूनं तस्य कर्म चिकीर्षितम् ।
प्रागेव विदुरो वेद तेनास्मानन्वबोधयत् ॥ १४ ॥

अन्वयः—तस्य इदं चिकीर्षितं कर्म नूनं अशुभं । विदुरः

प्राक् एव वेद । तेन अस्मान् अन्वबोधयत् ॥

અર્થ— તેનું આ ( चिकीर्षितं ) સંકલ્પિત કર્મ ( नूनं ) નિઃસંદેહ અશુભ છે. વિદુર ( प्राक् ) પહેલાંથી જ ( वेद ) જાણે છે. ( तेन ) એજ કારણે ( अस्मान् ) અમને સાવધાન કીધા

सेयमापदनुप्राप्ता क्षत्ता यां दृष्टवान्पुरा ।
पुरोचनस्याविदितानस्माँस्त्वं प्रतिमोचय ॥ १५ ॥

अन्वय -सा इयं आपत् अनुप्राप्ता । यां क्षत्ता पुरा दृष्टवान् । त्व पुरोचनस्य अविदितान् प्रतिमोचय ॥

અર્થ—તે ( इयं ) આ આપત્તિ પ્રાપ્ત થઇ છે. ( यां ) જેને ( क्षत्ता ) વિદુરે અગાઉ ( दृष्टवान् ) જોઇ હતી. તુ પુરોચનને ( अ-विदितान् ) માલમ ન પડે એમ ( अस्मान् ) અમને ( प्रतिमोचय ) બચાવ.

स तथेति प्रतिश्रुत्य खनको यत्नमास्थितः ।
परिखामुत्किरन्नाम चकार च महद्बिलम् ॥ १६ ॥

अन्वय – स खनकः तथा इति प्रतिश्रुत्य यत्नं आस्थित । परिखां उत्किरन् नाम महत् बिलं चकार च ॥

અર્થ—તે ખોદનારો ( तथा ) ઠીક, એમ ( प्रतिश्रुत्य ) કહીને પ્રયત્ન કરવા લાગ્યો. ( परिखां ) ખ ઇક (उत्किरन् नाम) ખોદવાના બહાને મોટુ બિલ કરતો રહ્યો.

આ શ્લોકોમાં આવેલી સ ધિઓના પદ હવે જુઓ.-

१ नस्त्व = न त्व ।

२ भवतश्च = भवतः च ।
३ मदर्यमिति = मत् अयं इति ।
४ पालयास्मान् = पालय अस्मान् ।
५ कोशांश्चैव = कोशान् च एव ।
६ मोक्षयत्वस्मान् = मोक्षयतु अस्मान् ।
७ यत्नेनास्माद्धुताशनान्=यत्नेन अस्मान् हुताशनान् ।
८ अस्मास्विह = अस्मासु इह ।
९ प्रागेव = प्राक् एव ।
१० विदुरो वेद = विदुरः वेद ।
११ सेयमापदनुप्राप्ता = सा इयं आपद् अनुप्राप्ता ।
१२ अस्माँस्त्वं = अस्मान् त्वं ।

આ સંધિઓ જોઈ વાચક સંધિ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરે.

## સંધિ કરેલાં વાક્ય

यथा तस्य त्वं तथैवास्माकं त्वमसि । यथा कविरस्मान्पालयति, तथैव त्वमपि पालयास्मान । इदं लाक्षागृहं धार्तराष्ट्रस्याज्ञया पुरोचनेन निर्मितमिति मम मतिः । स दुर्मतिः पापो दुर्योधनो धनवान् सहायवांश्चास्मासु नित्यं प्रद्वेष्टि । अतो भगवान् यत्नेनास्माद् धुताशनादस्मान्मोक्षयतु ।

=:o::o::o:=

## પાઠ ૧૬

જો આપના અગાઉના પાઠ બરાબર થઇ ગયા હશે, તો આ પાઠમાં આપેલુ સરળ સંસ્કૃત આપને તરતજ સમજાઇ જશે. જુઓ-

जनक उवाच - हे मुनिपुंगव ! अत्रास्ति धनुष्य शंकरस्य । क्षेत्रं कृषतो मे लाङ्गलादुत्थितैका सुता चास्ति । क्षेत्र शोधयता लब्धा अतः सा सीतेति नाम्ना विश्रुता । सेदानीं स्वयंवरयोग्या संजाता । वर्धमानां तां सीतां सर्वे राजानोऽत्रागत्य वरयितुमिच्छन्ति ।

वरयितुमिच्छतामपि तेषां कन्यां न ददामि वीर्यशुल्केति । सर्वे नृपतयो वीर्यं जिज्ञासवोऽत्रोपागच्छन् । तेषां पुरस्तान्मया शैवं धनुरुपाहृतम् । तस्य ग्रहणे तोलनेऽपि वा ते नृपा न शेकुः । तदेतत्परमभास्वरं धनू रामलक्ष्मणयोश्चापि दर्शयिष्यामि ।

रामो यद्यस्यारोपणं कुर्यादहं सीता तस्मै दद्याम् । ततो जनकेन समादिष्टाः सचिवा प्रयासेन धनुस्तत्रानयामासुः ।

महर्षेर्वचनात्तद्धनुर्दृष्ट्वा रामोऽब्रवीत् । इदं दिव्यं धनुः पाणिना संस्पृशामि तस्य तोलने पूरणेऽपि यत्नवांश्च भविष्यामि ।

एवमुक्त्वा रामो धनुर्मध्ये जग्राह । लीलया पूरयामास च । यदा रामेण मौर्वी आरोपिता तदा तद्धनुर्बभञ्ज च ।

तदा राजा जनकः प्रांजलिर्विश्वामित्रमुवाच । अत्यद्भुतमिदम् । अचिंत्यमतर्कितञ्च मया । मे सुता सीता रामं भर्तारं प्राप्य

कीर्तिमाहरिष्यति। मे मंत्रिणः शीघ्रमयोध्यां गच्छन्तु। राजानं दशरथं चात्रानयन्तु।

एवं समादिष्टा दूतास्त्रिरात्रेणायोध्यां प्राविशन्। वृद्धं दशरथं राजानं जनकस्य कृते कुशलं च पप्रच्छुः।

तव पुत्रेण रामेण सीता निर्जिता। अतो जनको राजा विवाहमङ्गलाय भवन्तं सपुरोहितं निमन्त्रयति।

વાચક ઉપરના વાકયોને વારંવાર વાંચે. અનેક વખતે વાચવાથી આ સરળ સંસ્કૃત વાચકો ને સમજાઇ જશે.

જો કોઇ જગ્યાએ અર્થ કે સંધિ વિષે ન સમજાય તો વાચક અગાઉના તેરમાં પાઠમાં જુએ. તેમાં આપેલા વાકય જોવાથી બંધી શંકાઓ દૂર થશે. તેમાં દરેક વાકય પદચ્છેદપૂર્વક આપેલું છે, અને પૂર્ણ શબ્દાર્થ પણ આપ્યો છે. છતાં જોયા વગર વાચક આ પાઠ સમજવાનો પ્રયત્ન કરે, હવે હજુ જુઓ—

यथा तस्य त्वं, तथा नस्त्वम्। वयं त्वयि निर्विशेषाः। यथा तस्य तथा भवतः। यथा कविः तथा त्वमस्मान्पालय।

इदमाग्नेयं शरणं धार्तराष्ट्रस्य शासनात्पुरोचनेन विहितमिति मे मतिः।

स दुर्मतिः पापः कोशवांश्च ससहायश्चैव पापात्माऽस्मानपि नित्यकालं प्रबाधते।

स भवानस्माद्धुताशनाद्यत्नेनास्मान्मोक्षयतु। अस्मास्विह दग्धेषु सुयोधनः सकामः स्यात्। तस्येदं चिकीर्षितं कर्म नूनमशुभम्। विदुरः प्रागेव वेद। तेनास्मानन्वबोधयन्।

सेयमापदनुप्राप्ता। यां क्षत्ता पुरा दृष्टवान्। त्वं पुरोचनस्याविदितानस्मान्प्रतिमोचय।

स खनकस्तथेति प्रतिश्रुत्य यत्नमास्थितः। परिखामुत्किरन्नाम महद्बिलं चकार च।

વાચક આ પણ વારંવાર વાંચે. વાંચવાથી સંધિ છૂટી પાડવાની રીત સમજાઇ જશે. જો કોઈ જગ્યાએ શંકા થાય તો ૧૫ મો પાઠ જુઓ–તેમાં મૂળ શ્લોકના અન્વય, અર્થ વગેરે આપેલાં છે. જો અગાઉના પાઠ બરાબર થઇ ગયા હશે, તો એમાં કોઇ મુશ્કેલી જ નહીં નડે.પણ જો કોઈ શંકા રહી જાય તો અગાઉના પાઠ જોવાથી તેનું નિવારણ થઇ શકે છે.

નીચે લખેલા પ્રશ્નોના ઉત્તર સંસ્કૃતમાંજ આપો.

१ कस्य धनुष्यं तत् आसीत् ?
२ सीता कथं प्राप्ता ? केन प्राप्ता ?
३ स्वयंवरसमये सर्वे राजानः किं कुर्वन्ति ?
४ नृपाः तस्य धनुष्यस्य तोलने ग्रहणे वा समर्थाः सन्ति वा न ?
५ ततः रामेण किं कृतम् ?
६ यदा धनुः बभञ्ज तदा जनकेन किं कृतम् ?
७ जनकस्य मन्त्रिणः दशरथं किं ऊचुः ?
८ आग्नेयं शरणं केन विहितम् ?
९ कस्य शासनात् तेन विहितम् ?

१० कः पापात्मा दुर्मतिः ?
११ तेन पापेन किं कृतम् ?
१२ विदुरेण किं कृतम् ?

આ પ્રશ્નોના ઉત્તર સંસ્કૃતમાં જ આપવાનો પ્રયત્ન કરો. જો ન બને તો આજ પાઠના અગાઉના વાક્ય જોઇને ઉત્તર આપો. એમ કરવાથી આપની ઉન્નતિ નિઃસંદેહ થઇ શકે છે.

પ્રશ્નોના ઉત્તર બરાબર આપી શકાય, ત્યાં સુધી આ પાઠનો અભ્યાસ કરતા રહો.

## સંધિ કરેલાં વાક્યો

तत्कस्य धनुष्यमासीत्। नृपास्तस्य धनुष्यस्य तोलन ग्रहण वा समर्थाः सन्ति वा न? ततो रामेण किं कृतम्? यदा धनुर्वभञ्ज तदा जनकेन किं कृतम्? जनकस्य मन्त्रिणो दशरथं किमूचुः? आग्नेयं शरणं केन विहितम्? कस्य शासनात्तेन विहितम्? को दुर्मतिः पापात्मा?

एतत्परमभास्वरं तद्धनुः रामलक्ष्मणयोश्चेदानीं प्रदर्शयिष्यामि। रामो यद्यस्यारोपणं कुर्यात्, तर्हि सीतामहं दद्यामस्मै। ततो राज्ञा जनकेन समादिष्टाः सर्वे सचिवा महता प्रयासेन तद्धनुस्तत्रानयामासुः।

—०।०—

# પાઠ ૧૭

## सस्कृत-वाक्यानि।

१ तत दशरथ मिथिला उपेयिवान्। जनक च पूजा कल्पयित्वा एनं उवाच। २ दिष्टया प्राप्त आसि सह वसिष्ठेन। ददामि सीता रामाय, ऊर्मिला लक्ष्मणाय च। ३ विश्वामित्र च उवाच। राजन्! सदृश धर्मसबध रामस्य सीतया सह, लक्ष्मणस्य च उर्मिलया सह। ४ अन्यत् च। यवीयस जनकभ्रातु कुशध्वजस्य अपि सुताद्वय अस्ति। ५ भरतशत्रुघ्नयो पत्न्यर्थं सुताद्वयं अपि योग्यम्। ६ वसिष्ठेन् अपि तत अनुमतम्।

## ભાષા-વાક્ય

(૧) ત્યારપછી દશરથ મિથિલા ભણી રવાના થયા જનકે પૂજા કરી તેમનાથી વાતચીત કરી (૨) સૌભાગ્યથી તમે અહીં વસિષ્ઠ સાથે પ્રાપ્ત થયા છો (આવ્યા છો) હુ સીતાને રામ માટે, અને ઉર્મિલાને લક્ષ્મણ માટે આપુ છુ (૩) વિશ્વામિત્ર બોલ્યા— હે રાજન્! યોગ્ય ધર્મ સબધ જ છે, રામને સીતા સાથે અને લક્ષ્મણને ઉર્મિલા સાથે (૪) અને એ કે જનકના (यवीयस) અનુજ કુશધ્વજની પણ બે પુત્રિઓ છે (૫) ભરત અને શત્રુઘ્નની પત્નિઓ માટે તે બન્ને પુત્રિઓ યોગ્ય છે (૬) વસિષ્ઠે પણ તેની સમ્મતિ આપી

## संस्कृत-वाक्यानि ।

७ जनकः तु प्राञ्जलिः उवाच । धन्यं मन्ये मम कुलम् । ८ यतः उभौ अपि मुनिपुंगवौ युवां अस्माकं कुलसंबंधं सदृशं ज्ञापयतः । ९ एकेन एव अह्ना चत्वारो राजपुत्राः चतसृणां राजपुत्रीणां पाणीन् गृह्णन्तु । १० ततः सर्वाभरणभूषितां सीतां समानीय, अग्नेः पुरस्तात् संस्थाप्य, राजा रामं अब्रवीत् । ११ मे सुता इयं सीता, अद्य तव सहधर्मचारिणी, प्रतीच्छ एनां पतिव्रतां, छायां इव अनुगामिनीम् । १२ ततः सर्वे महर्षयः साधु साधु इति ऊचुः ।

## ભાષા વાક્ય

( ૭ ) જનક તો હાથ જોડી બોલ્યાં કે હું મારા કુળને ધન્ય માનું છું. ( ૮ ) કારણકે ( युवां ) આપ બન્ને મુનિ શ્રેષ્ઠ પણ અમારા કુળસંબંધને યોગ્ય ( ज्ञापयतः ) કહી રહ્યાં છો, ( ૯ ) એકજ દિવસે ચારે કુમારો ચારે રાજકુમારીઓના ( पाणीन् ) હાથ ( गृह्णन्तु ) ગ્રહણ કરે. ( ૧૦ ) પછી બધા ભૂષણોથી ભૂષિત સીતાને લાવી અગ્નિ સામે ( संस्थाप्य ) બેસાડી રાજાએ રામને કહ્યું. (૧૧) મારી પુત્રી આ સીતા આજથી તારી સહધર્મચારિણી (તારા સાથે ધર્માચરણ કરનારી) ની ઇચ્છા કર, આ પતિવૃતા સ્ત્રી છાયાની જેમ ( अनुगामिनी ) પાછળ આવનારી છે. ( ૧૨ ) ત્યારે બધા મહર્ષિ " ઉત્તમ છે " એમ કહેવા લાગ્યાં.

=:o::o::o:=

# પાઠ ૧૮

संस्कृत-वाक्यानि ।

१ लक्ष्मणं, भरतं, शत्रुघ्नं च तथैव क्रमेण ऊर्मिलया, मांडव्या श्रुतकीर्त्या च सह संयोजयामासुः ।२ ते अग्निं त्रिः परिक्रम्य भार्याः ऊढः । ३ अथ रात्र्यां व्यतीतायां विश्वामित्रः, आपृष्ट्वा रामचंद्रं, उत्तरपर्वतं जगाम।४ राजा दशरथः अपि मिथिलाधिपतिं जनकं पृष्ट्वा अयोध्यानगरीं आशु प्रस्थित । ५ मार्गे तु क्षत्रियविमर्दनं जामदग्न्यं रामं दशरथः ददर्श । ६ तदा दशरथः प्राञ्जलिः भूत्वा ' अभयं देहि' इति तं प्रार्थयामास ।

ભાષા વાક્ય

(૧) લક્ષ્મણ, ભરત, શત્રુઘ્નને તેજ ક્રમથી ઊર્મિલા, માંડવી અને શ્રુતકીર્તિ સાથે સંયુક્ત કર્યા. (૨) તેમણે ત્રણ વાર અગ્નિની પરિક્રમા કરી ભાર્યાઓ સાથે (ऊढः) વિવાહ કર્યા. (૩) ત્યાર પછી રાત્રિ વ્યતીત થવા પર વિશ્વામિત્ર રામચંદ્રને પૂછી ઉત્તર-પર્વતે ચાલ્યા. (૪) રાજા દશરથ પણ મિથિલાધિપતિ જનકથી પૂછી અયોધ્યાં નગરી જવા (आशु) તરતજ ચાલ્યા. (૫) માર્ગમાં ક્ષત્રિયઘાતકી જમદગ્નિપુત્ર રામને દશરથે જોયા. (૬) ત્યારે દશરથે હાથ જોડી 'અભયતા આપો' એવી તેની પ્રાર્થના કરી.

## संस्कृत-वाक्यानि

७ अनादृत्य तद् वाक्यं, रामं एव जामदग्न्यः उवाच। पश्य अद्य एव मे पराक्रमम्। ८ रामः अपि धनुः सज्जीकृत्य उवाच। ब्राह्मण असि त्वम्। तस्मात् ते प्राणं न हरामि। ९ ततः जामदग्न्यः महेन्द्रपर्वतं तपश्चरणं कर्तुं गतः, रामः अपि अयोध्यां प्राप्तः।

(૭) તે વાકયનું અનાદર કરી, રામને જમદગ્નિપુત્રે કહ્યું, "જો હવે મારૂ પરાક્રમ." (૮) રામ પણ ધનુષ્ય ચઢાવી બોલ્યા કે તું બ્રાહ્મણ છે, તેથી તારો પ્રાણ હું નહિ લઉં. (૯) પછી જમદગ્નિપુત્ર મહેન્દ્ર-પર્વત ઉપર તપ કરવા માટે ગયા, અને રામ પણ અયોધ્યા પહોંચ્યા.

## સાંધે કરેલાં વાક્યો

अनादृत्य तद्वाक्यं राममेव जामदग्न्य उवाच। पश्याद्यैव मे पराक्रमम्। रामोऽपि धनुः सज्जीकृत्योवाच। ब्राह्मणोऽसि त्वम्। तस्मात्ते प्राणं न हरामि। ततो जामदग्न्यो महेन्द्रपर्वतं तपश्चरणं कर्तुं गत, रामोऽप्ययोध्यां प्राप्त।

—०—.०:—

## પાઠ ૧૯

चक्रे च वेश्मनस्तस्य मध्ये नातिमहद्बिलम्।
कपाटयुक्तमज्ञात समं भूम्याश्च भारत ॥ १७ ॥
( म. भारत आदि. अ. १४९ )

अन्वयः—हे भारत! तस्य वेश्मन. मध्ये न अतिमहत् कपाटयुक्तं अज्ञातं भूम्याः च समं बिलं चक्रे ॥

અર્થ–હે ભારત ! તે (वेश्मनः) ઘરની વચમાં (न अतिमहत्) અત્યંત મોટું નહિ અને ( कपाट युक्तं ) બારણાઓથી યુક્ત તથા अज्ञातं) ગુપ્ત ( भूम्याः–समं ) ભૂમિ સમાન જ ( बिल) બિલ (चक्रे) બનાવ્યું.

पुरोचनभयादेव व्यदधात्संवृतं मुखम्।
स तस्य तु गृहद्वारि वसत्यशुभधीः सदा ॥ १८ ॥

अन्वयः—पुरोचन+भयात् एव संवृतं मुख व्यदधात्। सः अशुभधीः तस्य गृहद्वारि तु सदा वसति ॥

અર્થ– પુરોચનના ભયથી તે બિલનું મુખ (संवृत ) ઢાંકી બંધ (व्यदधात्) કીધું. તે (अशुभधी ) દુષ્ટ બુદ્ધિવાળો તે મકાનના દ્વારમાં જ હમેશા (वसति) રહેતો હતો.

तत्र ते सायुधाः सर्वे वसन्ति स्म क्षपां नृप।
दिवा चरन्ति मृगयां पांडवेया वनाद्वनम् ॥ १९ ॥

अन्वयः—हे नृप! ते सर्वे पांडवेया सायुधाः क्षपां तत्र वसन्ति स्म, दिवा वनात् वनं मृगयां चरन्ति ॥

અર્થ-હે રાજા ! તે બધા પાડુના પુત્ર (स-आयुधा) હથિયારો સહિત (क्षपा) રાત્રે ત્યા (वसन्ति स्म) રહેતા હતા દિવસે એક વનથી બીજા વનમા મૃગયા માટે (चरति) ફરતા હતા

विश्वस्तवदविश्वस्ता वञ्चयन्त पुरोचनम्।
अतुष्टास्तुष्टवद्राजन्नूषु परमविस्मिता ॥२०॥

अन्वय—हे राजन् पुरोचनं वञ्चयन्त, अविश्वस्ता विश्वस्तवत्, अतुष्टा तुष्टवत्, परम-विस्मिता ऊषु ॥

અર્થ-હે રાજા ! પુરોચનને (वञ्चयन्त) ઠગતા (अ-विश्वस्ता) વિશ્વાસ ન કરવા છતા એ વિશ્વાસ કરવા સમાન, (अ-तुष्टा) સતુષ્ટ ન થવાપર પણ સતુષ્ટ થયાની જેમ, અત્યત (विस्मिता) વિસ્મિત થઇને (ऊषु) રહેવા લાગ્યા

न चैनानन्ववोधन्त नरा नगरवासिन ।
अन्यत्र विदुरामात्यात्तस्मात्खनकसत्तमात् ॥२१॥

अन्वय—तस्मान् खनकसत्तमात् विदुरामात्यान् अन्यत्र नगरवासिन नरा एनान् न अन्ववोधन्त ॥

અર્થ તે ખોદનારાઓમા (सत् तम) શ્રેષ્ઠ વિદુરના (अमात्य) મત્રિ સિવાય (अन्यत्र) બીજા નગરવાસી (नरा) લોકો (एनान्) એમને ન (अन्ववोधन्त) જાણતા

—०-०-०—

## પાઠ ૨૦

'तांस्तु दृष्ट्वा सुमनसः परिसंवत्सरोषितान्।
विश्वस्तानिव संलक्ष्य हर्षं चक्रे पुरोचनः ॥ १ ॥
(म भारत आदि॰ अ १५०)

अन्वय —-परि–संवत्सर–उषितान् सुमनसः तान् दृष्ट्वा, विश्वस्तान् इव संलक्ष्य पुरोचनः हर्षं चक्रे ॥

અર્થ–(संवत्सर) વર્ષભર (उषित) રહેલા ઉત્તમ મનવાળા તે પાંડવોને (दृष्ट्वा) જોઈને, તેમનો વિશ્વાસ કર્યા સમાન (संलक्ष्य) અનુભવ કરી પુરોચન આનંદ માનવા લાગ્યો.

पुरोचने तथा हृष्टे कौन्तेयोऽथ युधिष्ठिरः ।
भीमसेनार्जुनौ चोभौ यमौ प्रोवाच धर्मवित् ॥२॥

अन्वय –तथा पुरोचने हृष्टे, अथ कौंतेयः धर्मवित् युधिष्ठिरः भीमसेनार्जुनौ उभौ यमौ च प्रोवाच ॥

અર્થ–તે પ્રમાણે પુરોચનને સંતુષ્ટ થયા (अथ) પછી (कौन्तेय) કુન્તીપુત્ર ધર્મજ્ઞાની યુધિષ્ઠિર, ભીમ, અર્જુન અને (उभौ) બન્ને (यमौ) જુડવા ભાઇ નકુલ સહદેવને (प्रोवाच=प्र+उवाच) કહ્યુ

આ પાઠના શ્લોકોમાં આવેલી સંધિઓનો વિગ્રહ—

१ वेश्मनस्तस्य=वेश्मनः तस्य ।
२ नातिमहद्बिलम् = न अति महत् बिलम् ।
३ भूम्याश्च = भूम्याः च ।

४ भयादेव = भयान् एव ।
५ वसत्यशुभधी· = वसति -अशुभ-धी ।
६ सायुधा· = स- आयुधा ।
७ वनाद्वन = वनात्-वनम् ।
८ विश्वस्तवदविश्वस्ता = विश्वस्तवन् अविश्वस्ता ।
९ अतुष्टास्तुष्टवद्राजन्नूपु = अतुष्टा तुष्टवत् राजन् ऊपु ।
१० चैनानन्ववोधन्त = च एनान् अनु -अवोधन्त ।
११ तास्तु = तान् तु ।
१२ कौन्तेयोऽथ = कौन्तेय अथ ।
१३ भीमसेनार्जुनौ = भीमसेन--अर्जुनौ ।
१४ चोर्भौ = च उभौ ।
१५ प्रोवाच = प्र--उवाच ।

વાચક આ સધિઓ જુએ અને સધિ ઓળખવાનો પ્રયત્ન કરે

પહેલાના શ્લોકમા આવેલા સમાસોનુ વિવરણ

१ भीमसेनार्जुनौ = भीमसेन च अर्जुन च भीमसेनार्जुनौ (ભીમ અને અર્જુન)
२ धर्मवित् = धर्म वेत्ति धर्मविन् ( ધર્મ જાણનાર )
३ नगरवासिन· = नगरे वसन्ति इति नगरवासिन । (નગરમા રહેનારા)
४ खनकसत्तम = खनकेषु सत्तम ( ખોદનારાઓમા ઉત્તમ)

# પાઠ ૨૧

## संस्कृत-वाचन-पाठ ।

ततो दशरथो मिथिलामुपेयिवान् । जनकश्च पूजां कल्पयित्वैनमुवाच । दिष्ट्या प्राप्तोऽसि सह वासिष्ठेन । ददामि सीतां रामायोर्मिलां लक्ष्मणाय च ।

विश्वामित्रश्चोवाच । राजन् ! सदृशो धर्मसम्बन्धो रामस्य सीतया सह, लक्ष्मणस्य चोर्मिलया सह । अन्यच्च यवीयसो जनकभ्रातुः कुशध्वजस्यापि सुताद्वयमस्ति । भरतशत्रुघ्नयो पत्न्यर्थं सुताद्वयमपि योग्यम् । वसिष्ठेनापि तदनुमतम् ।

जनकस्तु प्राञ्जलिरुवाच- "धन्यं मन्ये मम कुलम् । यत उभावपि मुनिपुंगवौ युवामस्माकं कुलसंबन्धं सदृशं ज्ञापयत ।"

एकेनैवाह्ना चत्वारो राजपुत्राश्चतसृणा राजपुत्रीणा पाणीन् गृह्णन्तु । तत सर्वाभरणभूषिता सीता समानीयाग्ने पुरस्तात्संस्थाप्य राजा राममब्रवीत् "मे सुतेयं सीताद्य तव सहधर्मचारिणी, प्रतीच्छैना पतिव्रता, छायामिवानुगामिनीम् ।" तत सर्वे महर्षय साधुसाध्वित्यूचु ।

लक्ष्मणं भरतं शत्रुघ्नं च तथैव क्रमेणोर्मिलया माण्डव्या श्रुतकीर्त्या च सह संयोजयामासु । तेऽग्निं त्रिःपरिक्रम्य भार्यां ऊहु ।

अथ रात्र्या व्यतीताया विश्वामित्र आपृष्ट्वा रामचन्द्रमुत्तर पर्वतं जगाम ।

राजा दशरथोऽपि मिथिलाधिपतिं जनकं पृष्ट्वाऽयोध्यानगरीमाशु प्रस्थितः। मार्गे तु क्षत्रियविमर्दनं जामदग्न्यं रामं दशरथो ददर्श। तदा दशरथः प्राञ्जलिर्भूत्वा " अभयं देहीति" तं प्रार्थयामास।

अनादृत्य तद्वाक्यं राममेव जामदग्न्य उवाच ' पश्याद्य मे पराक्रमम्। ' रामोऽपि धनुः सज्जीकृत्योवाच " ब्राह्मणोऽसि त्वं, तस्मात्ते प्राणं न हरामि।" ततो जामदग्न्यो महेन्द्रपर्वतं तपश्चरणं कर्तुं गतो, रामोऽप्ययोध्यां प्राप्तः।

हे भारत! स तस्य वेश्मनो मध्ये नातिमहत्कपाटयुक्तमज्ञातं भूम्याश्च समं विलं चक्रे। पुरोचनभयादेव संवृतं मुखं व्यदधात्। स पुरोचनोऽशुभधीस्तस्य गृहद्वारि तु सदा तिष्ठति।

हे नृप! ते सर्वे पाण्डवेयाः सायुधाः क्षपां तत्र वसन्ति स्म, दिवा च वनाद्वनं मृगयां चरन्ति। हे राजन्! पुरोचनं वञ्चयन्तोऽविश्वस्ता विश्वस्तवन्, अतुष्टास्तुष्टवन्, परमाविस्मिता ऊषः। तस्मात्खनकसत्तमाद्विदुरामात्यादन्यत्र नगरवासिनो नरा एनान्नावबोधन्त।

### સંધી છૂટી પાડેલા વાક્યો

ततो दशरथो मिथिलामुपेयिवान् = ततः दशरथः मिथिलां उपेयिवान्।

जनकश्च पूजां कल्पयित्वैनमुवाच = जनकः च पूजां कल्पयित्वा एनं उवाच।

—०+०—

## पाठ २२

परिसंवत्सरोपितान्सुमनसस्तान्दृष्ट्वा, विश्वस्तानिव संलक्ष्य, पुरोचनो हर्षं चक्रे। तथा पुरोचने हृष्टे, अथ धर्मविद्युधिष्ठिरो भीमार्जुनौ यमौ च प्रोवाच।

श्रेष्ठ उत्तमो मनुष्यो यद्यदाचरति तत्तदेवेतरो जन आचरति। यद्यदेव नृप आचरति तत्तदेव प्रजाजन आचरति। यथा विद्वानाचरति तथैव साधारणो जन आचरति। यथा त्वमाचरसि तथैवाहमाचरामि। यथाऽहमाचरामि तथा त्वं नाचरसि।

• स श्रेष्ठ उत्तमः पुरुषो यद्यत्प्रमाणं कुरुते तत्तदेव लोक अनुवर्तते। यद्यद् भूपतिः प्रमाण कुरुते तत्तदेव प्रजाजनः अनुवर्तते। यद्यद् भूपतिः प्रमाणं कुरुते साधारणो जनस्तत्तदेवानुवर्तते।

आत्मनाऽऽत्मानमुद्धरेत्। सदात्मानमेवात्मनोद्धरेत्। कदाऽप्यात्मनाऽऽत्मानं नावसादयेत्। मनुष्येण सदा तथा प्रयत्नः कर्तव्यो येन तस्योद्धारो भविष्यति।

आत्मैवात्मनो बंधुर्भवति, तथाऽऽत्मन· शत्रुरप्यात्मैव भवति। य· स्वकर्तव्यं करोति, स एवात्मनो बन्धुर्भवति, तथा य स्वकर्तव्यं न करोति, स एवात्मनः शत्रुर्भवति।

हे मनुष्य! मनो दुर्निग्रहं चलं चास्तीत्यसंशयं सत्यमेवास्ति। परंतु तस्य निग्रहोऽभ्यासेन वैराग्येण च भवति, नान्येन केनापि कर्मणा भवति।

यो वीर इदानीं युद्धेऽवस्थित· स विजयं प्राप्स्यति । यो वीरः पुरुषो युद्धं करोति सोऽवश्य विजय प्राप्नोति ।

तस्मात्त्वमुत्तिष्ठ । हे वीर ! इदानीं त्वं युद्धायोत्तिष्ठ, यशश्च लभस्व । शत्रूञ्जित्वा समृद्धं राज्यं भुंक्ष्व ।

एते वीरा मयैव पूर्वं निहता । अतस्त्वं निमित्तमात्रं भव । क्षत्रस्य धर्मस्य तत्त्वं ' धर्म्यं युद्धं कर्तव्य ' मित्येवास्ति । अतो धर्म्याद्युद्धात्पलायनं क्षत्रियाय न योग्यं भवति ।

तस्य क्षत्रियस्य किं नगरमस्ति ? स वीर क्षत्रियो वीरपुरे निवसति । तस्मान्नगरात्स इदानीमेवात्रागत । स किमर्थमनागत ? स कदाऽस्मान्नगरात्स्वनगरं गमिष्यतीति त्व जानासि किम् ?

आढौ वीरेणेन्द्रियाणि संयम्य शत्रुणा सहावश्यं युद्धं कर्तव्यम्। यो वीरो निर्मलो निश्चलो निर्विकारो नित्यपूतो निस्पृहो निर्मोह स एवं प्रशंसनीय· । स एव युद्धे विजयं प्राप्नोति ।

पापी मनुष्य पापात्कथं मुक्तो भवति ? तव दर्शनायाहम· द्यात्रागत । दानसमये कार्पण्य मा कुरु । रुग्णायौषधं देहि । तृषिताय तोयं देहि ।

शीतेन पीडिताय वस्त्रं देहि । लेखकाय पत्रं देहि । पूजनायः पुष्पं देहि । पुष्पं पत्र फलं जलं भक्त्या देहि ।

+—•—+

# પાઠ ૨૩

## संस्कृत-वाचन-पाठ।

( १ )

उद्यानात्कुसुमं स आनयति। जलेऽब्जं भवति। मनुष्यो दुःखं न वाञ्छति। अहं व्रतं चरिष्यामि। सत्यमेव परमं व्रतमस्ति। ज्ञानस्य दानं धनस्य दानाच्छ्रेष्ठम्। गृहस्य मध्येऽन्तःपुरं भवति। अन्तःपुरे गृहपत्नी वसति। दुष्टस्य मुखेऽमृतं हृदये च विषं भवति। पश्य रथस्य चक्रं कथं भ्रमति?

बालकस्य रमणीयं रूपमहं पश्यामि। स पुरुषो रूपेण बलेन लावण्येन चातीव सुन्दरोऽस्ति। तस्य नेत्रमिदानीं रुग्णं जातम्। तच्छ्वेतं सूत्रमत्रानय।

कविः सूत्रेण यज्ञोपवीतं करोति। यथा स नेत्रेण रूपं पश्यति, तथा कर्णेन शब्दं शृणोति। तस्य रूपं पश्य। यन्त्रस्य चक्रमिदानीं न भ्रमति। स यन्त्रस्य चक्रं कदा भ्रामयिष्यति? हृदयं शुद्धं कुरु। तत्र पात्रं माऽस्तु। यथाऽन्तःपुरे पुत्री भ्रमति, तथा गृहाद्बहिः पुत्रो भ्रमति। दानेन पुण्यं भवति वा न? यदि दानेन पुण्यं भवति, तर्हि त्वं दानं किं न करोषि?

( २ )

युद्धं स्वर्गस्यैव द्वारमस्ति। यः क्षत्रियो धर्म्यं युद्धं करोति स तेनैव द्वारेण स्वर्गं गच्छति। यदि स युद्धे मृतो भवति तर्हि

स स्वर्गं गच्छति, यदि न मृतो विजयं प्राप्तस्तर्हि राज्यं प्राप्नोति।

अतः क्षत्रिय ईदृशं युद्ध सुखेन करोति। तेन स्वर्गं भूमिराज्यं वा प्राप्नोति। परंतु यो भीरु पुरुषो युद्धं कर्तुं न समर्थः स न स्वर्गं प्राप्नोति। नाप्यत्र भूमिराज्यं प्राप्नोति।

यः क्षत्रियो धर्मेण राज्यं रक्षति, राज्यस्य रक्षणार्थं चावश्यकं युद्धं करोति, स एव क्षत्रियो यशस्वी कीर्तियुक्तश्च भवति, नान्यः।

∴ उदधेर्जलं स्नानाय योग्यं भवति। उदधेर्जलस्य स्नानेन शरीरस्यारोग्यं भवति। तेन स्नानेन शरीरस्य रोगोऽपि दूरं गच्छति।

एको रथो भूमिमार्गेण गच्छति, स रथ इत्युच्यते। अन्यो रथो जलमार्गेण गच्छति, स जलरथ इत्युच्यते। तृतीयो रथ आकाशमार्गेण गच्छति, स विमान इत्युच्यते।

भूपतिः प्रजापालनेन यश इच्छति। ब्राह्मणो ज्ञानवर्धनेन श्रेयो वाञ्छति। वैश्यो धनवर्धनेनैश्वर्यं कांक्षति। शूद्रः कर्मणोत्कर्षं प्राप्नोति। सर्वोऽपि जनः स्वकर्मणैव यशस्वी भवति। न तूद्योगं त्यक्त्वा सिद्धिं कोऽपि प्राप्नोति।

—·०  ०·—

## પાઠ ૨૪

ईश्वरो हृदयदेशे तिष्ठति। तं यदि त्वं शरणं गच्छसि, तर्हि स एव त्वां स्वर्गं नेष्यति।

यदि दिनसमये भानोः प्रकाशो भवति, तर्हि रात्रिसमये सोमस्य प्रकाशो भवति। सूर्यस्योष्णः प्रकाशस्तथा सोमस्य शीत प्रकाशोऽस्ति।

य स्वधर्मं पालयति स एवोत्कर्षं प्राप्नोति, नान्यः। तस्यैव सर्वत्र कीर्तिर्भवति नान्यस्य। स एवोत्तमं यशः प्राप्नोति, नान्यः।

अहं लोकस्य क्षयकृत्कालोऽस्मि। लोकान्समाहर्तुमिहास्मिन्युद्धे प्रवृत्तोऽस्मि। अस्मिन्युद्धे सर्वस्य लोकस्य क्षयं कर्तुमिच्छामि। ये वीरा अस्मिन्युद्धेऽवस्थितास्ते सर्वेऽपि त्वामृतेऽपि न भविष्यन्त्येव।

यो वीर इदानीं युद्धेऽवस्थितः स विजयं प्राप्स्यति। यो वीरः पुरुषो युद्धं करोति, सोऽवश्यं विजयं प्राप्नोति।

तस्मात्त्वमुत्तिष्ठ। यशो लभस्व। हे वीर! इदानीं त्वं युद्धायोत्तिष्ठ, यशश्च लभस्व। शत्रूञ्जित्वा समृद्धं राज्यं भुङ्क्ष्व।

एते वीरा मयैव पूर्वं निहताः, अतस्त्वं निमित्तमात्रं भव।

सा ताटिका राक्षसी रजोमेघेन रामं मुहूर्तं व्यमोहयत्। परन्तु पश्चाद्रामस्तां राक्षसीं ताटिकां विव्याधोरसि शरेण।

तेन बाणेनोरसि विद्धा सा राक्षसी पपात ममार च।

ततस्ताटिकावधेन संतुष्टो मुनिवरो विश्वामित्रो राममुवाच। हे रामचन्द्र! सर्वथाऽहं संतुष्टोऽस्मि तेऽनेन शौर्येण। अत प्रीत्याऽहं ते सर्वाण्यस्त्राणि प्रयच्छामि। तैरस्त्रैः समन्वितो युद्धे त्वं शत्रूञ्जेष्यसि। इत्युक्त्वा विश्वामित्र सर्वाण्यस्त्राणि यथाशास्त्र रामाय न्यवेदयत्। ततः स विश्वामित्रो रामं लक्ष्मणं च गृहीत्वा स्वकीयं सिद्धाश्रमं प्राविशत्।

तत्र मुहूर्तं विश्रान्तौ रामलक्ष्मणौ 'मुनिश्रेष्ठो यज्ञदीक्षां प्रविशतु' इति तमनुवबन्धतुः। तच्छ्रुत्वा सर्वेऽपि मुनयो रामलक्ष्मणं प्रशशंसुः।

"अद्य प्रभृति षड्रात्रं रक्षतां युवां" इति चोचुः। तावपि यत्तो षडहोरात्रं तपोवनमरक्षताम्।

षष्ठ्यां रात्रौ मायां कुर्वाणौ राक्षसावभ्यधावताम्। परमक्रुद्धो रामो मारीचस्य राक्षसस्योरसि मानवमस्त्रं चिक्षेप।

तेनास्त्रेण मारीचः सागरे क्षिप्तः। मारीचं सागरे क्षिप्तं दृष्ट्वा सुबाहोरुरस्याग्नेयास्त्रं रामो वेगेन चिक्षेप।

—•-:०—

# પાઠ ૨૫

જો આપનો અત્યાર સુધીનો અભ્યાસ ઠીક થયો હશે, તો નીચે લખેલાં સરળ સંસ્કૃતને તમે સમજી શકશો—

(१)

ततो दशरथो मिथिलामुपेयिवान् । जनकश्च पूजां कल्पयित्वैनमुवाच । दिष्ट्या प्राप्तोऽसि सह वसिष्ठेन । ददामि सीतां रामायोर्मिलां लक्ष्मणाय च ।

विश्वामित्रश्चोवाच । राजन् ! सदृशो धर्मसम्बन्धो रामस्य सीतया सह । अन्यच्च यवीयसो जनकभ्रातुः कुशध्वजस्यापि सुताद्वयमस्ति । भरतशत्रुघ्नयोः पत्न्यर्थं सुताद्वयमपि योग्यम् ।

वसिष्ठेनापि तदनुमतम् । जनकस्तु प्राञ्जलिरुवाच । धन्यं मन्ये मम कुलम् । यत् उभावपि मुनिपुंगवौ युवामस्माकं कुलसंबन्धं सदृशं ज्ञापयतः ।

एकेनैवाह्ना चत्वारो राजपुत्राश्चतसृणां राजपुत्रीणां पाणीन् गृह्णन्तु ।

ततः सर्वाभरणभूषितां सीतां समानीयाग्रे पुरस्तात्संस्थाप्य राजा राममब्रवीत् ।

'मे सुतेयं सीताऽद्य तव सहधर्मचारिणी, प्रतीच्छैनां पतिव्रतां, छायामिवानुगामिनीम् ।'

ततः सर्वे महर्षयः साधु साध्वित्यूचुः। लक्ष्मणं भरतं शत्रुघ्नं च तथैव क्रमेणोर्मिलया मांडव्या श्रुतकीर्त्या च सह संयोजयामासुः। तेऽग्निं त्रिःपरिक्रम्य भार्या ऊहतुः। अथ रात्र्यां व्यतीतायां विश्वामित्र आपृष्ट्वा रामचन्द्रमुत्तरपर्वतं जगाम।

राजा दशरथोऽपि मिथिलाधिपतिं जनकं पृष्ट्वाऽयोध्यानगरीमाशु प्रस्थितः।

मार्गे तु क्षत्रियविमर्दनं जामदग्न्यं रामं दशरथो ददर्श, तदा दशरथः प्राञ्जलिर्भूत्वा 'अभयं देहि' इति तं प्रार्थयामास।

अनादृत्य तद्वाक्यं राममेव जामदग्न्य उवाच। पश्याद्यैव मे पराक्रमम्। रामोऽपि धनुः सज्जीकृत्योवाच। ब्राह्मणोऽसि त्वम्। तस्मात्ते प्राणं न हरामि।

ततो जामदग्न्यो महेन्द्रपर्वतं तपश्चरणं कर्तुं गतः। रामोऽप्ययोध्यां प्राप्तः।

—o-:o:—

## પાઠ ૨૬

વાચકે આ પાઠને વારંવાર વાંચવો અને કંઇ મુશ્કેલી નડે તો પાઠ તેવીસમાં એજ વાકયો તપાસવાં. ત્યાં એજ વાકયો પદચ્છેદ પૂર્વક આપ્યાં છે. હવે નીચે લખેલો સંસ્કૃત પાઠ વાંચો.

हे भारत ! तस्य वेश्मनो मध्ये नातिमहत्कपाटयुक्तमज्ञातं भूम्याश्च समं बिलं चक्रे। पुरोचनभयादेव संवृतं मुखं व्यदधात्। स अशुभधीस्तस्य गृहद्वारि तु सदा वसति।

हे नृप ! ते सर्वे पाण्डवेयाः साऽऽयुधाः क्षपां तत्र वसन्ति स्म। दिवा वनाद्वनं मृगयां चरन्ति स्म च ।

हे राजन् ! पुरोचनं वञ्चयन्तोऽविश्वस्ता विश्वस्तवत्, अतुष्टास्तुष्टवत्, परमविस्मिता ऊषुः ।

तस्मात्खनकसत्तमाद्विदुरामात्यादन्यत्र नगरवासिनो नरा एनान्नान्वबोधन्त। परिसंवत्सरोषितान्सुमनसस्तान्दृष्ट्वा, विश्वस्तानिव संलक्ष्य पुरोचनो हर्षं चक्रे।

तथा पुरोचने हृष्टे अथ कौन्तेयो धर्मविद्युधिष्ठिरो भीमसेनार्जुनौ उभौ यमौ च प्रोवाच।

એને વારંવાર વાંચવાથી વાચક સરળતાથી સમજી શકશે. એમાં કંઇ અઘરૂં નથી. જે વાકયો નહીં સમજી શકાય તેને વારંવાર વાંચવાથી અને વિચાર કરવાથી સમજી શકાશે. જો કોઇ જગ્યાએ શંકા પડે તો પૂર્વ સ્થાનમાં જોવું. ત્યાં એજ વાકયો પદચ્છેદ પૂર્વક આપ્યાં છે. તેથી તેમને તપાસવાથી બધી શંકા મટી જશે. વાંચક આ પ્રમાણે જો પોતાની બુદ્ધિ ચલાવશે તો તેનો સંસ્કૃત ભાષામાં પ્રવેશ સત્વર થશે.

*

હવે નીચે લખેલા સવાલોનો જવાબ સંસ્કૃતમાંજ આપો—

१ दशरथः कुत्र उपेयिवान्?
२ दशरथं दृष्ट्वा जनकः किं अवदत्?
३ तदा विश्वामित्रः किं अब्रवीत्?
४ राजपुत्राः कासां पाणिग्रहणं अकुर्वन्?
५ सीतां अग्नेः पुरस्तात्संस्थाप्य राजा किं अब्रवीत्?
६ रात्र्यां व्यतीतायां विश्वामित्रः कुत्र गतः?
७ दशरथोऽपि कां नगरीं प्रस्थितः?
८ मार्गे दशरथः कं ददर्श?
९ तं दशरथः किं अब्रवीत्?
१० जामदग्न्येन रामेण किं उक्तम्?
११ तदा रामचन्द्रेण किं कृतम्?
१२ जामदग्न्यः रामः कुत्र गतः? किं कर्तुं गतः?

આ સવાલોનાં ઉત્તર વાંચકે સંસ્કૃતમાંજ આપવા. જો કંઇ મુશ્કેલી માલમ પડે તો પૂર્ણ પાઠ તપાસવા. આ પાઠની શરુઆતમાં જે વાક્યો આપ્યાં છે, તેને તપાસવાથીજ આ સવાલોનાં જવાબ આપી શકાય છે.

+—o—+

## પાઠ ૨૭

ઈકારાન્ત નાન્યતર જાતિય શબ્દોનાં રૂપ નીચે લખ્યા પ્રમાણે થાય છે—

| | |
|---|---|
| १ वारि = પાણી | ४ वारिणे = પાણીને માટે |
| (हे) वारे=(હે) પાણી | ५ वारिणः = પાણીથી |
| २ वारि = પાણીને | ६ " પાણીનું, નો, ની |
| ३ वारिणा = પાણી વડે-થી | ७ वारिणि = પાણીમાં |

*संस्कृत-वाक्यानि।*

१ तत्र कूपे वारि अस्ति । २ सः वृषभः वारि तत्र पिबति । ३ अहं वारिणा स्नानं करोमि। ४ स वारिणे कूपं गच्छति। ५ तस्मात् वारिणः सः मण्डूक अत्र आगच्छति। ६ तस्य वारिणः वर्णं पश्य।

ભાષા-વાક્ય

૧. તે કુવામાં પાણી છે. ૨ બળદ ત્યાં પાણી પીએ છે. ૩ હું પાણીથી સ્નાન કરૂં છું. ૪. તે પાણીને માટે કૂવા પર જાય છે. ૫. તે પાણીમાંથી તે દેડકો અહીં આવે છે. ૬ તે પાણીનો રંગ જુઓ.

संस्कृत-वाक्यानि।

*तव गृहे मञ्चकस्य उपरि मया तव पुस्तकं स्थापितं अस्ति।* तव पुत्रः अश्वं कदा आरोहति इति त्वं जानासि किम् ? शत्रून् निहत्य एव राज्यं प्राप्तुं शक्यं अस्ति न अन्यथा। यदा

उपासनया ईश्वरस्य प्रसादः भवति तदा एव शाश्वतं सुखं भवति, इति निश्चयः एव अस्ति। यदा दशरथः अयोध्यायां राज्यं अकरोत्, तदा तस्मिन् राष्ट्रे दुष्टः पापी चौरः वा न आसीत् तत्र सर्वः अपि जनः सुखपूर्णः मुदितः ईश्वरभक्तः च आसीत्।

यथा मूषकः वस्त्रं खादति, तथा एव अन्नं अपि खादति एव। यथा मानवः जलं पिबति, तथा रसं अपि पिबति एव। सः मनुष्यः आपणं गत्वा आम्रं सदा आनयति खादति च। सः सदा एव आम्रं खादति, परन्तु कदाचित् अपि पुस्तकं न पठति। तस्मात् नगरात् त्वं कदा अत्र आगतः?

यः मनुष्यः इन्द्रियाणि संयम्य ज्ञाननाशकं पापविचारं त्यजति, सः एव महात्मा इति उच्यते। ऋषिः मन्त्रविचारं करोति, मुनिः मौनं धारयति, महर्षिः तपः करोति, मनुष्यः भोजनं करोति, योगी योगं आचरति।

यदा वृक्षं कपिः आरोहति तदा त्वं किं करोषि? कपिः मनुष्यवत् एव सर्वं व्यवहारं करोति, परन्तु सः पठनं, मननं विचारं च कर्तुं न समर्थः भवति।

वारिधौ क्षारं जलं भवति, कूपे मधुरं जलं भवति। नदीजलं कदाचित् क्षारं कदाचित् मधुरं अपि भवति।

—०—:०:—०—

# પાઠ ૨૮

मम कूपस्य जलं अतीव मधुरं अस्ति, न तथा तव कूपस्य। पुण्यकर्मकर्ता जनः स्वर्गं गच्छति, न तथा पापकर्मकर्ता मनुष्यः। अतः त्वं धर्मस्य एव आचरणं कुरु। कदाचित् अपि धर्मस्य विरोधकं पापं न कुरु।

तव गुरोः गृहं कुत्र अस्ति, कदा च सः तत्र भवति? मम गुरोः गृहं पुण्यनगरे संस्कृतपाठशालासमीपं एव अस्ति। स तत्र प्रातः सायं च भवति एव। दिवसस्य मध्यसमये न भवति। संस्कृतपाठशालां गत्वा शिष्यान् व्याकरणं पाठयति।

यदा मनुष्यः प्राणं धनं च त्यक्त्वा स्वराष्ट्रार्थं युद्धं करोति, तदा एव विजयं प्राप्नोति। सर्वस्वत्यागेन विना विजयः अशक्यः एव अस्ति।

युद्धसमये दुन्दुभिः शब्दं करोति, सैनिकः धावति, वीरः शस्त्रं गृहीत्वा अग्रे भवति। एवं सर्वत्र वीर्यं शौर्यं च भवति। तेन विजयः भवति।

આ વાકયો વાંચીને વાંચવા અને આ પ્રમાણે અનેક વાકયો બનાવતા રહેવું. જો વાચક વિવિધ વાકયો બનાવી કાગળ પર લખતા રહેશે તો ઠીક પડશે. જેટલા શબ્દો આવી ગયા છે, તેનો ઉપયોગ કરીને અનેક વાકયો બનાવવાથી સંસ્કૃતમાં ઘણીજ ઝડપથી પ્રગતિ થઇ શકે છે.

## संस्कृत-वाक्यानि ।

१ अथ वृद्धस्य राज्ञः दशरथस्य एषा मतिः बभूव, यत् जीवति मयि रामः कथं राजा स्यात्। २ तं च समुदितैः गुणैः युक्तं समीक्ष्य, सचिवैः सार्धं निश्चित्य च तस्य यौवराज्यं अमन्यत। ३ नानानागरिकान् पृथग्जानपदान् अपि समानिनाय। ४ ततः सर्वां परिषदं आमन्त्र्य वसुधाधिपः उवाच। ५ कृत्स्नस्य लोकस्य हितं चरत एव मम इदं शरीरं जरितं, अतः विश्रान्तिं अभिरोचये।

## ભાષા–વાક્યો

૧. હવે વૃદ્ધ રાજા દશરથને એવી ઈચ્છા થઇ, કે [जीवति मयि] મારા જીવતાંજ રામ કયારે રાજા થાય? ૨. તેને ઉત્તમ ગુણ યુક્ત જોઇ અને પ્રધાનોની સાથે નક્કી કરી, તેને રાજ્યગાદી પર બેસાડવાનો નિશ્ચય કર્યો, ૩. જુદા જુદા વર્ગનાં સજ્જનો અને જુદા જુદા [जानपदान्] દેશોનાં લોકો [अपि] ને પણ [समानिनाय] આમંત્રવામાં આવ્યા. ૪ પછી [परिषदं] આખી સભાને આમંત્રણ આપીને [वसुधा-अधिपः] રાજા બોલ્યા. ૫ [कृत्स्न] સૌનું ભલું કરતાં કરતાંજ મારૂં આ શરીર [जरितं] ઘરડું થયું છે, તેથી આરામ લેવા [अभिरोचय] ઇચ્છું છું.

=:o::o::o:=

# पाठ २९

## संस्कृत-वाक्यानि।

१ श्रेष्ठः हि मम आत्मजः सर्वैः गुणैः। प्रातः यौवराज्ये तं नियोक्ता अस्मि, तद् अनुमन्यताम्। २ ते अपि तं ऊचुः। नृपते! ते सुतस्य बहवः कल्याणगुणाः। धर्मज्ञः, सत्यसन्धः, शीलवान्, अनूसूयकः हि असौ। ३ विजितेन्द्रियः अपि सन् स्वजनवत् पौरान् नित्यं कुशलं पृच्छति। ४ नास्ति तस्य प्रसादः क्रोधश्च कदाचन निरर्थकः। ५ तस्मात् सर्वशत्रुदमनं इमं यौवराज्यस्थं वयं अपि द्रष्टुं इच्छामः। ६ तदा राजा दशरथः प्रत्युवाच। ७ अहो! प्रीतः अस्मि। रामस्य यौवराज्याय सर्वं एव उपकल्पताम्।

## ભાષા—વાક્યો

૧. સર્વ ગુણોથી મારો (आत्म-ज) પુત્ર શ્રેષ્ઠ જ છે. પ્રાતઃકાળે તેને રાજ્ય તિલક કરવાનો છું, માટે સંમતિ આપો. ૨. તેઓ પણ તેને કહેવા લાગ્યા, હે રાજા! તારા (सुतस्य) પુત્રમાં ઘણાં કલ્યાણ-કારી ગુણ છે (असौ) તે ધર્મ જાણનાર સત્ય (सन्ध) પ્રતિજ્ઞા લેનાર સદ્‌ગુણી તથા (अन्-असूयक) અનિંદ્ય છે. ૩. ઇન્દ્રિયોને જીતી (सन्) હોવા છતાં પણ સ્વજનોની માફક (पौरान्) નગરજનો-ને હંમેશાં કુશળતા પૂછે છે. તેને (प्रसादः) હર્ષ અથવા તો ગુસ્સો (कदाचन) કદીપણ નિરર્થક આવ્યો નથી ૫ તેથી અમે પણ બધા શત્રુઓને દમન કરનાર આ રામને રાજ્યગાદી પર (स्थ) બેસેલો જોવા ચાહીએ છીએ. ૬. ત્યારે રાજા દશરથ ઉત્તર દેવા લાગ્યા. ૭. અહો! હું સંતોષ પામ્યો છું, રામના રાજ્યાભિષેક માટે બધુંય તૈયાર (सिद्ध) થાય.

## संस्कृत वाक्यानि

८ भो सुमन्त्र ! अत्र राम शीघ्रं आनीयताम्। ९ स अपि तथा इति उक्त्वा रामं तत्र आनयाचक्रे।१० राम प्राञ्जलि प्रणतः पितु अन्तिके अभिप्रेत्य स्वं नाम श्रावितवान्। ११ पितु चरणौ च ववन्दे। तदा राजा तं इदं वच उवाच। १२ सदृश्या पत्न्या उत्पन्न गुणज्येष्ठ आत्मज आसि, तस्मात् यौवराज्यं अवाप्नुहि। १३ हे पुत्र ! ते स्नेहात् हितं वक्ष्यामि।

## ભાષા—વાક્યો

૮ હે સુમન્ત્ર ! અહીં રામને લાવ ૯. તેણે પણ ભલે એમ કહી રામને ત્યા પહોચાડયા ૧૦ રામે (प्राञ्जलि) હાથ જોડી (प्रणत)નમ્રતાથી (पितु) પિતાની (अन्तिके) પાસે (अभिप्रेत्य) જઇને પોતાનુ નામ [श्रावितवान्] કહ્યુ. ૧૧ પિતાના ચરણની વન્દના કરી (પગે લાગ્યો) ત્યારે રાજાએ તેને કહ્યુ ૧૨ તું પટરાણીથી ઉત્પન્ન થયેલો અને શ્રેષ્ઠ ગુણોવાળો પુત્ર છે, તેથી રાજતિલક કરાવી રાજ્ય મેળવ (બેસ) ૧૩ હે પુત્ર ! તારા સ્નેહથી કલ્યાણનો ઉપદેશ (સલાહ) આપુ છું

— •-○-—

# પાઠ ૩૦

## संस्कृत-वाक्यानि ।

जितेन्द्रियो भव। कामक्रोधसमुत्थितानि व्यसनानि त्यजस्व। यः परोक्षया तथा प्रत्यक्षया अपि वृत्त्या मेदिनीं पालयति, तस्य मित्राणि नन्दन्ति ।

## ભાષા—વાકય

જિતેંદ્રિય બન. કામ અને ક્રોધથી ઉત્પન્ન થતાં વ્યસનોને તજી દે. જે અપ્રત્યક્ષ અને પ્રત્યક્ષ (वृत्त्या) વૃત્તિથી (मेदिनीं) પૃથ્વીનું પાલન કરે છે, તેના મિત્ર આનંદિત (રાજી) થાય છે.

## समास ।

સંસ્કૃતમાં બે અથવા વધારે શબ્દો એકઠા થઇને સમાસ બને છે, અને તેનાં અર્થમાં વધારો થાય છે. તેને સમજવાની પદ્ધતિ આ છે—

१ नृपतिः=नृणां पतिः नृपतिः [ મનુષ્યોનાં પતિ રાજા; નરેશ નૃપતિ ] २ धर्मज्ञः=धर्मं जानाति इति [ ધર્મને જે જાણે છે; ધર્મ-જ્ઞાની ]। ३ सर्वशत्रुदमनः=सर्वशत्रूणां दमनः नाशकः [ બધા દુશ્મનોનો નાશ કરનાર ]

गुणज्येष्ठ=गुणै ज्येष्ठः [ ગુણોથી શ્રેષ્ઠ ]

આ પ્રમાણે વાંચકે સમાસોને તપાસવા અને તેને સમજવાને પ્રયત્ન કરવો. અહીં જેમ સમાસોને સંસ્કૃતમાંજ છૂટા પાડીને બતાવ્યા છે, તે પ્રમાણે હવે પછી પણ બતાવવામાં આવશે.

यदा निवृत्ता राजानो धनुषः सज्यकर्मणः ।
अथोदतिष्ठद्विप्राणां मध्याज्जिष्णुरुदारधीः ॥ १ ॥
( म. भा. आदि. अ. १९० )

अन्वयः— यदा राजानः धनुषः सज्यकर्मणः निवृत्ता, अथ विप्राणां मध्यात् उदारधी जिष्णुः उदतिष्ठत् ।

અર્થ—જ્યારે રાજાઓ ધનુષ્યને સજ્જ કરવાના કાર્યથી નિવૃત્ત થયા, ત્યારે બ્રાહ્મણોની વચમાંથી ઉદાર બુદ્ધિવાળો [जिष्णुः] અર્જુન ઉઠ્યો.

उदक्रोशन्विप्रमुख्या विधुन्वन्तोऽजिनानि च ।
दृष्ट्वा संप्रस्थितं पार्थमिन्द्रकेतुसमप्रभम् ॥ २ ॥

अन्वय — इन्द्रकेतुसमप्रभं पार्थं संप्रस्थितं दृष्ट्वा, विप्रमुख्याः अजिनानि विधुन्वन्तः उदक्रोशन् ।

અર્થ-[इन्द्रकेतु] વાદળાં જેવા તેજસ્વી અર્જુનને [संप्रस्थितं] જાતે જોઈને મુખ્ય બ્રાહ્મણ [अजिनानि] મૃગચર્મ [विधुन्वन्तः] કંપાવતાં કંપાવતાં [उदक्रोशन्] શોરબકોર મચાવવા લાગ્યો.

केचिदासन्विमनसः केचिदासन्मुदान्विताः ।
आहुः परस्पर केचिन्निपुणा बुद्धिजीविनः ॥ ३ ॥

अन्वयः— केचित् विमनसः आसन्, केचित् मुदान्विताः आसन्, कोचित् निपुणाः बुद्धिजीविनः परस्परं आहुः ।

અર્થ- કોઇ કોઇ [विमनसः] દુઃખી [आसन्]થયેલા, [केचित्] કોઇ [मुदा-अन्विताः] આનંદિત થયેલાં, કોઇ નિપુણતાવાળા બુદ્ધિજીવી બ્રાહ્મણો કહેવા લાગ્યા.

## પાઠ ૩૧

यत्कर्णशल्यप्रमुखैः क्षत्रियैर्लोकविश्रुतैः ।
नानतं बलवद्भिर्हि धनुर्वेदपरायणैः ॥ ४ ॥
तत्कथं त्वकृतास्त्रेण प्राणतो दुर्बलीयसा ।
वटुमात्रेण शक्यं हि सज्यं कर्तुं धनुर्द्विजाः ॥ ५ ॥
(म० भा० आदि० अ० १९० )

अन्वयः—यत् कर्णशल्यप्रमुखैः लोकविश्रुतैः धनुर्वेदपरायणैः बलवद्भिः क्षत्रियैः न आनतं, हे द्विजाः ! तत् धनुः हि कथं अकृतास्त्रेण, प्राणतः दुर्बलीयसा वटुमात्रेण तु सज्यं कर्तुं शक्यम् ?

અર્થ—જેને કર્ણ, શલ્ય વગેરે લોકપ્રસિદ્ધ ધનુર્વેદપ્રવીણ બળવાન્ ક્ષત્રિયો પણ ( आनतं ) નમાવી શકયા નહિ, હે બ્રાહ્મણો ! તે ધનુષ કેવી રીતે ( अकृत-अस्त्रेण ) જેણે શસ્ત્રોમાં ( શીખવામાં ) પરિશ્રમ પણ લીધો નથી, એવા શકિતથી જ દુર્બળ ( वटुमात्रेण ) બાળકથીજ ( સજ્જ કરવાને ) ચઢાવવાને શકય છે ?

अवहास्या भविष्यन्ति ब्राह्मणा सर्वराजसु ।
कर्मण्यस्मिन्नसंसिद्धे चापलाद्परीक्षिते ॥ ६ ॥

अन्वय. — चापलात् अपरीक्षिते अस्मिन् कर्मणि असंसिद्धे सर्वराजसु ब्राह्मणाः अवहास्या भविष्यन्ति ।

અર્થ—ચપળતાથી ( अपरीक्षते ) અજાણ્યુ આ કાર્યમાં ( असंसिद्धे ) સફળતા ન મળશે તો બધા રાજાઓમા બ્રાહ્મણ હાંસીને પાત્ર બનશે.

यद्येष दर्पाद्धर्षाद्वाऽप्यय ब्राह्मणचापलात् ।
प्रस्थितो धनुरायन्तुं वार्यतां साधु मा गमत् ॥ ७ ॥

अन्वयः— यदि एषः दर्पात् हर्षात् वा अपि अथ ब्राह्मण-चापलात् धनुः आयन्तुं प्रस्थितः, वार्यतां, साधु मा गमत् ।

અર્થ—જ્યારે એ [ दर्पात् ] અભિમાનથી હર્ષથી અથવા તો બ્રાહ્મણોની ચપળતાથી ધનુષને [ आयन्तुं ] નમાવવાને માટે [ प्रस्थितः ] જઇ રહ્યો છે, એને [वार्यतां ] રોકો, એ જાય નહિ.

ब्राह्मणा ऊचुः ।

नावहास्या भविष्यामो न च लाघवमास्थिताः ।
न च विद्विष्टतां लोके गमिष्यामो महीक्षिताम् ॥ ८ ॥

अन्वयः— ब्राह्मणाः ऊचुः-अवहास्याः न भविष्यामः, लाघवं आस्थिताः च न, लोके महीक्षितां विद्विष्टतां च न गमिष्यामः ।

અર્થ—બ્રાહ્મણો બોલ્યા કે, અમે હાંસી પાત્ર થઇશું નહિ, ઠપકાને પાત્ર પણ થઇશું નહિ, તથા લોકોમાં ( महीक्षितां ) રાજાઓનાં દ્વેષને પ્રાપ્ત થઇશું નહિ.

समास

હવે આ પાઠનાં શ્લોકોમાં આવેલા સમાસોનુ વિવરણ જુઓ—

१. उदारधीः = उदारा धीः बुद्धिः यस्य सः ( ઉદાર છે બુદ્ધિ જેની તે )

२. विप्रमुख्याः = विप्रेषु मुख्याः [ બ્રાહ્મણોમાં મુખ્ય ]

३. इन्द्रकेतुसमप्रभ = इन्द्रस्य केतुः इन्द्रकेतुः मेघः । इन्द्रकेतोः

समा इन्द्रकेतुसमा। इन्द्रकेतुसमा प्रभा यस्य सः। [જેની (પ્રકાશ) કાંતિ વાદળાંના જેવી છે.]

४, बुद्धिजीविनः = बुद्धिभिः जीवन्ति इति बुद्धिजीविनः। [બુદ્ધિથી જીવનારે]

५, लोकविश्रुतः = लोके विश्रुतः [લોકોમાં પ્રસિદ્ધ]

धनुर्वेद परायणः = धनुपः वेदः धनुर्वेदः । धनुर्वेदे परायण धनुर्वेदपरायणः [ધનુર્વેદમાં પ્રવીણ]

७ अपरीक्षितं = न परीक्षितं अपरीक्षितं (નહિ જાણનાર)

વાંચકે આ સમાસોનો અભ્યાસ કરવો અને અર્થ મુજબ સમાસો છૂટા પાડવાનું જ્ઞાન સંપાદન કરવું. અહીં સમાસ સંસ્કૃતમાંજ છૂટા પાડવામાં આવ્યા છે. આ અભ્યાસથી વાંચકની ગતિ સંસ્કૃત ભાષામાં ઘણીજ ઝડપી થશે.

वाचनपाठ ।

तव गुरोर्गृहं कुत्राऽस्ति ? कदा च स तत्र भवति ? मम गुरोर्गृहं पुण्यनगरे संस्कृत-पाठशाला समीपमेवाऽस्ति । स तत्र प्रातः सायं च भवत्येव। दिवसस्य मध्यसमये तत्र स न भवति। संस्कृत-पाठ-शालां गत्वा शिष्यान् व्याकरणं पाठयति।

—•+•—

# પાઠ ૩૨

પાછલા ચાર પાઠોમાં જે સંસ્કૃત વાક્યો આપેલાં છે, તેની સંધિ બનાવીને અહીં વાક્યો આપ્યાં છે, સંસ્કૃત શ્લોકોનાં અન્વયની સંધિ પણ અહીંજ વાંચક જોશે. જો પાછલા એ પાઠો પાકા થયા હશે, તો આ પાઠ વિના મુશ્કેલીએ સમજાશે.

संस्कृत-वाचन-पाठः।

अथ वृद्धस्य राज्ञो दशरथस्यैपा मतिर्वभूव, यज्जीवति मयि रामः राजा कथं स्यात्। तं च समुदितैर्गुणैर्युक्तं समीक्ष्य, सचिव सार्धं निश्चित्य च, यौवराज्यममन्यत। नानानागरिकान् पृथग्जनपदानपि समानिनाय।

तत सर्वां परिपदमामन्त्र्य वसुधाधिप उवाच। कृत्स्नस्य लोकस्य हितं चरत एव ममेदं शरीरं जरितमतो विश्रान्तिमभिरोचये। श्रेष्ठो हि ममात्मज सर्वैर्गुणैः। प्रातर्यौवराज्ये तं नियोक्ताऽस्मि। तदनुमन्यताम्। इति।

तेऽपि तमूचु। नृपते! ते सुतस्य बहव कल्याणगुणा। धर्मज्ञ सत्यसन्ध शीलवाननसूयको ह्यसौ। विजितेन्द्रियोऽपि सन्स्वजनवत्पौरान् नित्यं कुशलं पृच्छति। नास्ति तस्य प्रसादः क्रोधश्च कदाचन निरर्थक। तस्मात्सर्वे शत्रुदमनमिमं रामं यौवराज्यस्थं वयमपि द्रष्टुमिच्छाम। इति।

तदा राजा दशरथ प्रत्युवाच। अहो! प्रीतोऽस्मि। रामस्य यौवराज्याय सर्वमेवोपकल्प्यताम्। भो सुमंत्र! अत्र रामं शीघ्रमानयिताम्।

सोऽपि तथेत्युक्त्वा राम तत्रानयाचक्रे । राम प्राञ्जलि प्रणत पितुरन्तिकेऽभिप्रेत्य स्व नाम श्रावितवान् । पितुश्चरणा च ववन्दे । तदा राजा तमिद वचन उवाच ।

सदृश्या पत्न्यामुत्पन्नो गुणज्येष्ठ आत्मजोऽसि । तस्माद्यौवराज्यमवाप्नुहि । हे पुत्र ! स्नेहाद्धित वक्ष्यामि । जितेंद्रियो भव । कामक्रोधसमुत्थितानि व्यसनानि त्यज । य परोक्षया तथा प्रत्यक्षयाऽपि वृत्त्या मेदिनीं पालयति, तस्य मित्राणि नन्दति ।

હવે શ્લોકોના પાઠનુ સધિ સહિત સસ્કૃત જુઓ—

यदा राजानो धनुष सज्यकर्मणो निवृत्ता, अथ विप्राणा मध्यादुदारधीर्जिष्णुरुदतिष्ठत् । इन्द्रकेतुसमप्रभ पार्थ सप्रस्थित दृष्ट्वा विप्रमुख्या अजिनानि विधुन्वन्त उदक्रोशन् ।

केचिद्विमनस आसन्, केचि मुदिता आसन्, केचिन्निपुणा बुद्धिजीविन परस्परमाहु ।

× × ×

स सेवक ‘ तथा करोमि ’ इति उक्त्वा राम तत्र आनयाचक्रे । राम तु तत्र गत । राज्ञ दशरथस्य समीप गत्वा राम प्राञ्जलि प्रणत स्थित । स्वकीयं ‘राम’ इति नाम श्रावितवान् । पितु दशरथस्य चरणौ ववन्दे च । राजा दशरथ त रामचन्द्र तत्र आगत दृष्ट्वा इद हितकर वचन उवाच ।

— ० —

## પાઠ ૩૩

यत्कर्णशल्यप्रमुखैर्लोकविश्रुतैर्धनुर्वेदपरायणैर्बलवद्भिः क्षत्रियैर्नानतं, हे द्विजा ! तद्धनुर्हि कथमकृतास्त्रेण प्राणतो दुर्बलीयसा बटुमात्रेण तु सज्यं कर्तुं शक्यम् । चापलादपरीक्षितेऽस्मिन् कर्मण्यसंसिद्धे सर्वराजसु ब्राह्मणा अवहास्या भविष्यन्ति । यद्येष दर्पाद्धर्षाद्वाऽप्यथ ब्राह्मणचापलाद्धनुरायन्तुं प्रस्थितो, वार्यतां, साधु मा गमत् ।

ब्राह्मणा ऊचु, अवहास्या न भविष्यामो, लाघवमास्थिताश्च न, लोके महीक्षितां विद्विष्टता च न गमिष्याम ।

ચારે પાઠોનુ સરળ સંસ્કૃત આ છે એમા સધિ બનાવી છે. વાચક બે–ચાર વાર વાચશે તો તેના ધ્યાનમા બધાનો અર્થ આવી શકશે છતા પણ કોઈ જગ્યાએ અર્થ ન સમજાય તો તે વાક્યો પાછલા પાઠોમા જોઈ લેવા એમ કરવાથી બધી શકા દૂર થશે હવે અહીં કેટલીક સંધિ છૂટી પાડી બતાવવામા આવી છે

राज्ञो दशरथस्य – राज्ञ दशरथस्य ।
दशरथस्यैषा – दशरथस्य एषा ।
गुणैर्युक्तं – गुणै· युक्तं ।
विजितेन्द्रियोऽपि – विजितेन्द्रिय अपि ।
प्रीतोऽस्मि – प्रीत अस्मि ।
प्रत्यक्षयाऽपि – प्रत्यक्षया अपि ।

હવે સંસ્કૃત વાક્યોનો સંસ્કૃતમાંજ અર્થ આપીએ છીએ.

१ वृद्धस्य राज्ञो दशरथस्यैषा मतिर्बभूव=जरठस्य नृपतेर्दशरथस्यैषा बुद्धिः सञ्जाता ।

२ तं च समुदितैर्गुणैर्युक्तं समीक्ष्य, सचिवैः सार्धं निश्चित्य च, तस्य यौवराज्यममन्यत=तं च शोभनैः शुभगुणैर्मण्डितं दृष्ट्वा, मन्त्रिभिः सह निश्चयं कृत्वा, च तस्य युवराजपदाभिषेचनममन्यत ।

३ ते सुतस्य बहवः कल्याणगुणाः =तव पुत्रस्य अनेकाः शोभना गुणाः सन्ति ।

४ अहो ! प्रीतोऽस्मि = अहो ! संतुष्टोऽस्मि ।

५ यदा राजानो धनुषः सज्यकर्मणो निवृत्ता= यस्मिन् काले क्षत्रिया धनुष्यस्य सज्यकरणप्रयत्नात् परावृत्ता ।

६ तदा विप्राणां मध्यादुदारधीर्जिष्णुरुदतिष्ठत् = तस्मिन् काले ब्राह्मणानां मध्यादुदारबुद्धिरर्जुन उत्थितवान् ।

७ ब्राह्मणा ऊचुः- वयं अवहास्या न भविष्यामः = विप्राः उक्तवन्तः- वयं ब्राह्मणाः उपहास्या न भविष्यामः ।

વાચક આ વાક્યો વારંવાર વાંચે. સંસ્કૃતનો અર્થ સંસ્કૃતમાંજ કેવી રીતે આપવામાં આવે છે, અને તે કેટલો સરળ થાય છે, તે જોઈ એનો અનુભવ કરવો. પાઠ અનેક વાર વાચવો; ઘણીવાર વાંચવાથીજ વધુ લાભ મળશે.

—:o.—

## પાઠ ૩૪

આ પાઠમાં નીચે લખેલા શબ્દો મોઢે કરો. તે 'અ'કારાન્ત નરજાતિનાં શબ્દો છે એનાં રૂપ વાચક બનાવી શકે છે.

शब्दार्थ ।

| | |
|---|---|
| अंशः = ભાગ | काल = સમય |
| स्नेहः = મિત્રતા | अकालः = અયોગ્યસમય |
| अभ्यासः = અભ્યાસ | विरोधः = વિરોધ, ઝગડો |
| वेदः = વેદ | कालज्ञः = સમય જાણનાર |
| जनः = મનુષ્ય | जलदः = વાદળાં, મેઘ |
| उदयः = ઉદય | आतपः = તાપ, સૂર્યકિરણ |
| समुद्र = સમુદ્ર, દરિયો | क्रमः = અનુક્રમ |
| क्रोध = ગુસ્સો | पराक्रम = પરાક્રમ |
| दण्डः = દંડ | विक्रमः = પરાક્રમ |
| कर्ण = કાન | कर = હાથ |

આ શબ્દોના સાત વિભક્તિનાં રૂપ તમે પહેલાં બતાવેલી રીતે બનાવી શકો છો. હવે આ વાક્યો વાંચો—

संस्कृत-वाक्यानि ।

सः महाबाहु भीमः गदां गृहीत्वा युद्धाय गतः । स महाबाहुर्भीमो गदां गृहीत्वा युद्धाय गतः =તે મોટા ભુજાવાળો ભીમ ગદા લઇને લડવા ગયો.

## संस्कृत-वाक्यानि।

१ अयं अध्ययनस्य कालः सञ्जातः। २ गच्छ स्वकीयं स्थानं, पुस्तकं गृहीत्वा अभ्यासं कुरु। ३ कारणं विना तेन सह विरोधं मा कुरु। ४ सः सूर्यस्य आतपे भ्रमणं करोति। ५ विक्रमयुक्तस्य क्षत्रियस्य सर्वत्र यश भवति। ६ आकाशे इदानीं जलदः नास्ति, अत अद्य वृष्टि न भविष्यति। ७ अद्य प्रात यदा सूर्यस्य उदय जात, तदा एव त्वया एतत् कर्म कृतम्। ८ दण्डेन सर्पं हन्मि। ९ यथा समुद्रस्य जलं क्षारं भवति तथा तडागस्य जलं क्षारं न भवति। १० क्रोधं कदापि मा कुरु।

## ભાષા—વાકયો

૧ હવે ભણવાનો વખત થયો છે. ૨ જા, તારી જગ્યા પર, ચોપડી લઇને અભ્યાસ કર. ૩ વગર કારણે તેની સાથે ઝગડો કર નહિ. ૪ તે સૂર્યનાં તાપમા ભ્રમણ કરે છે ૫ પરાક્રમી ક્ષત્રિયના બધે ગુણ ગવાય છે ૬. આકાશમા અત્યારે વાદળા નથી. તેથી વરસાદ પડશે નહિ. ૭ આજે સવારે જ્યારે સૂર્યોદય થયો ત્યારે તેં આ કામ કર્યું. ૮ લાકડીથી સાપને મારૂં છું. ૯ જેમ દરિયાનુ પણી ખારૂ લાગે છે, તેમ તળાવનુ પાણી ખારૂ લાગતુ નથી. ૧૦ ગુસ્સો કદી કરીશ નહિ.

+—•—+

# પાઠ ૩૫

## संस्कृत-वाक्यानि

१ स जनः यथा कर्णेन शृणोति, तथा त्वं अपि शृणोषि। २ मम एव सनातनः अंशः जीवलोके जीवभूतः। ३ अस्मिन् मम सहोदरस्नेहः अस्ति एव। ४ विद्याभ्यासेन एव मनुष्यस्य उद्धारः भवितुं शक्यः, न अन्यथा। ५ कालज्ञः यथाकालं पुरुषार्थं करोति। ६ धर्मज्ञस्य राज्ञः युधिष्ठिरस्य हस्तिनापुरे कदा शासनं आसीत्? ७ मन्त्रज्ञं मन्त्रिवरं आहूय राजा किं करोति? ८ यत्र गुरुः वसति, तत्र अधुना गच्छ। ९ तत् भाषणं श्रुत्वा नारदप्रमुखाः सर्वे अपि मुनयः तत्र नैव स्थिताः।

## ભાષા—વાક્યો

૧. તે માણુસ કાનથી સાભળે છે; તેમ તું પણ સાંભળે છે. ૨ મારો જ સનાતન અંશ પૃથ્વીપર જીવ બન્યો છે. ૩ એમાં મારો (સહ–ઉદર) એકે પેટે જન્મેલા ભાઇ જેવો સ્નેહ છે જ. ૪ વિદ્યા અભ્યાસ વડેજ મનુષ્યોનો ઉદ્ધાર થવો શકય છે, બીજી કોઇ પણ રીતે થતો નથી ૫. કાળ જ્ઞાની યોગ્ય સમયે પુરુષાર્થ કરે છે. ૬. ધર્મજ્ઞ રાજા યુધિષ્ઠિરનો (हस्तिनापुरे) દિલ્હીમાં કયારે રાજ્યઅમલ હતો? ૭વિચાર જાણનાર મન્ત્રીઓમાં શ્રેષ્ઠને બોલાવી રાજા શું કરે છે? ૮ જ્યાં ગુરૂ રહે છે, ત્યાં હમણાં જા. ૯ તે ભાષણ સાંભળીને નારદ વિગેરે બધા મુનિ ત્યાં રહ્યા નહિ જ.

संस्कृत-वाक्यानि ।

१० तस्य युद्धस्य अन्ते तव पुत्रः कुत्र गतः ? ११ कुलस्य यशोवर्धनः एक एव वीरः पुत्र श्रेयान् भवति, न तु कुलघातिनः शतशः पुत्रा । १२ स तथा इति उक्त्वा युद्धाय प्रवृत्तः । १३ तस्मात् यज्ञात् निर्मलं यशः सर्वत्र प्रसृतम् । १४ त्वं पायसं पीत्वा पुष्टः भवसि किम् ? १५यदा चैत्रः मासः भवति, तदा घर्मः अधिक एव अस्मिन् देशे भवति । १६ यदा राजपुत्रस्य जन्मो भवति, तदा अत्र महान् उत्सव भवति ।

ગુજરાતી-વાકયો

૧૦ તે લડાઈ અંતે તારો પુત્ર કયા ગયો ? ૧૧ કુળની આબરૂ વધારનાર એકજ વીર પુત્ર કલ્યાણકારી હોય છે, પરન્તુ કુળનો નાશ કરનાર સેંકડો પુત્ર (કુળનું ભલું કરનાર) હોતા નથી. ૧૨. તે ભલે એમ કહી યુદ્ધને માટે તૈયાર થયો. ૧૩. તે યજ્ઞથી નિર્મળ કીર્તિ બધે પ્રસરી. ૧૪. તું ખીર પીને પુષ્ટ થાય છે શું ? ૧૫. જ્યારે ચૈત્રમાસ હોય છે, ત્યારે આ દેશમાં ઘણીજ ગરમી હોય છે. ૧૬. જ્યારે રાજકુંવરનો જન્મ થાય છે, ત્યારે અહીં મોટો ઉત્સવ થાય છે.

સંધિ કરેલાં વાકયો

तस्य ग्रामस्यान्ते तस्य पुरुषस्य गृहमस्ति । स इदानीं स्वे गृहे वसति, नैव बहिर्गमिष्यति । तस्माद्यज्ञान्निर्मलं यश प्रसरति सर्वत्र । पुष्टो भवसि किं त्वं पायसं पीत्वा ? चैत्रे मासि भव-त्यधिको घर्मः ।

—०-:०:-—

## પાઠ ૩૬

### संस्कृत-वाक्यानि।

१ मंथरा तु अयोध्यां पुरीं सर्वशृङ्गारैः उद्भासितां, उच्छ्रित-ध्वजमालिनीं दृष्ट्वा, परं विस्मयं आगता । २ सा अदूरस्थितां धात्रीं पप्रच्छ । ३ धात्री तु हर्षेण विदीर्यमाणा इव रामस्य यौवराज्याभिषेकवृत्तान्तं मंथरायै आचचक्षे । ४ श्रुतमात्रेण तु धात्र्याः वचनेन क्षिप्रं अमर्पिता कुब्जा मंथरा । ५ क्रोधेन दह्यमाना इव पापदर्शिनी मंथरा शयानां एव कैकेयीं गत्वा इदं अब्रवीत् । ६ उत्तिष्ठ मूढे ! शेषे किं ? भयं अभिवर्तते त्वाम्

### ભાષા-વાક્યો

૧. મંથરા અયોધ્યા નગરીને બધાં (शृगारैः) શણગારોથી (उद्भासितां) તેજસ્વી, (उच्छ्रित) ઉંચે ચઢાવેલી (ध्वजमालिनीं) ધજા પતાકાઓની હારથી સજ્જ જોઈને, ભારે (विस्मयं) નવાઈ પામી. ૨. તેણે પાસે ઉભેલી દાસીને (पप्रच्छ) પૂછયું. ૩. દાસી તો જાણે કે હર્ષથી ફાટી ગઇ હોય તેમ બનીને યૌવરાજ્યાભિષેકનું વૃતાંત મંથરાને કહેવા લાગી. ૪. સાંભળતાંજ દાસીનાં વચનથી (क्षिप्रं) તરતજ (अमर्पिता) ગુસ્સે બનીને (कुब्जा) કુબ્જા મંથરા. ૫ ક્રોધથી સળગી ગઇ હોય એમ પાપી મંથરા પોઢેલી કૈકેયીની પાસે જઇ આમ બોલી. ૬ ઉઠ મૂરખ ! કેમ સુઇ રહી છે. ! તારા પર આફત આવી છે.

संस्कृत-वाक्यानि।

७ दशरथ· यौवराज्ये रामं अभिषेक्ष्यति। सा अहं अनलेन दह्यमाना इव अस्मि, तव हितार्थं अत्र आगता। ८ हे महिषि! कथं त्वं राजधर्माणां उग्रत्वं न अवबुध्यसे? ९ तव भर्ता दशरथ त्वयि अनर्थकं सान्त्वं प्रयुंजान अपि अद्य कौसल्यां अर्थेन एव योजयिष्यति। १० ते भरतं बन्धुषु अपवाह्य श्व· प्रभाते रामं निष्कंटके राज्ये स्थापयिता। ११ हे कैकेयि! सा त्वं आत्मन हितं कुरु इदानीम्। त्रायस्व आत्मानं पुत्रं भरतं मां च।

ભાષા—વાક્યો

૭ દશરથ યુવરાજપદે રામનો રાજ્યતિલક કરશે. તે હું (अनलेन) અગ્નિથી બળી ગએલી જેવી થઇ છુ, તારા ભલા માટે અહીં આવી છુ. ૮ હે રાણી! તું રાજ્યનીતિની કઠોરતા જાણતી નથી? ૯ તારો ધણી દશરથ તારે માટે મિથ્યા શાંતિનુ ભાષણ (प्रयुंजानः) કરનાર આજે કૌસલ્યાને ઐશ્વર્યવાન બનાવશે. ૧૦ તારા ભરતને ભાઇઓની પાસે મોકલીને કાલે સવારે રામને નિષ્કંટક રાજ્યગાદી પર બેસાડશે. ૧૧. હે કૈકેયી! ત તારૂ ભલુ હવે કર. રક્ષણ કર તારૂં, પુત્ર ભરતનુ અને મારૂ.

સંધિ કરેલાં વાક્યો

दशरथो रामं श्व प्रभाते यौवराज्येऽभिषेक्ष्यति। साऽहं वह्निना दह्यमाना इवास्मि। अत्रागता तव हितार्थं। हे कैकेयि! कथं त्वं राजधर्माणां उग्रत्वं नावजानासि?

—०— ०·—०—

# પાઠ ૩૭

## संस्कृत–वाक्यानि ।

१ हर्षपूर्णा शयनात् उत्थिता कैकेयी इदं अब्रवीत् । २ मंथरे ! इदं तु मह्यं त्वया परमं प्रियं आख्यातम् । ३ न अहं रामे वा भरते वा विशेषं उपलक्षये । ४ मंथरा तु तदा दुःखिता, एनां कैकेयीं उवाच च । ५ बालिशे ! किमर्थं अस्थाने हर्षं कृतवती असि ? शोकसागरस्य मध्यगतां अपि आत्मानं न अवबुध्यसे ? ६ सुभगा किल कौसल्या, यस्याः पुत्रः यौवराज्ये अभिषेक्ष्यते। तां एव कौसल्यां इदानीं दासीवत् त्वं उपस्थास्यसि । ७ ते पुत्र अपि रामस्य दास्यं कुर्यात् ।

## ભાષા–વાક્યો.

૧ હર્ષથી ઘેલી બની જઇને પથારીમાથી ઉઠેલી કૈકેયી આમ બોલી. ૨ હે મથરા ! આ તો મારે માટે તે ઘણુજ પ્રિય કહ્યુ. ૩ હું રામ અથવા તો ભરતમા વિશેષ ભેદ ( તફાવત ) જોતી નથી. ૪ મંથરા ત્યારે દુ ખ પામી, કૈકેયીને એમ બોલી. ૫ મૂર્ખ ! કેમ (અસ્થાને) અઘટીત પ્રસ ગે રાજી થાય છે ? શોક સમુદ્રની મધ્યમાં પહોચી હોવા છતા ( ડૂબી હોવા છતાં ) પણ, પોતાની જાતને નથી ઓળખતી ? ૬ નક્કી, નસીબદાર કોસલ્યાજ છે, જેના પુત્રનો યુવરાજપદે ગજતિલક થશે. તેજ કોસલ્યાની પાસે હવે તું દાસીની માફક રહેશે. ૭ તારો પુત્ર રામની ચાકરી કરશે !

## समास

હવે આ પાઠમા કેટલાક સમાસ જુઓ—

१ अदूरस्थिता-दूरे स्थिता दूरस्थिता । न दूरस्थिता अदूरस्थिता । ( જે દૂર નથી—પાસે ઉભી રહેલી )

२ उग्रत्वं-उग्रस्य भाव उग्रत्व ( ઉગ્રનો ભાવ ઉગ્રત્વ છે )

३ अनर्थक-न विद्यते अर्थ यस्मिन् तत् अनर्थकम् । ( જે ધન આપનારો નથી નિરર્થક )

४ हर्पपूर्णा- हर्षेण पूर्णा ।(હર્ષથી પરિપૂર્ણ)

५ अस्थान- न स्थानं अस्थानम् ( જે અયોગ્ય છે)

६ शोकसागर -शोकस्य सागर शोकसागर । ( શોકનો સમુદ્ર)

मध्यगता- मध्ये गता मध्यगता । (વચ્ચે આવેલુ )

આ રીતે વાચક સમાસોનો અભ્યાસ કરો. સમાસ છૂટા પાડવાથી તેનો અર્થ તુરતજ ધ્યાનમા આવે છે.

### સંધિ કરેલાં વાક્યો

दशरथो यौवराज्ये राममभिषेक्ष्यति । साऽहमनलेन दह्यमानेवास्मि, तव हितार्थमनुागता । हे महिषि ! कथं त्व राजधर्माणामुग्रत्वं नावबुध्यसे ? तव भर्ता दशरथस्त्वय्यनर्थकं सान्त्वं प्रयुञ्जानोऽप्यद्य कौसल्यामर्थेनैव योजयिष्यति ।

—०+०—

# પાઠ ૩૮

केचिदाहुर्युवा श्रीमान्नागराजकरोपमः ।
पीनस्कन्धोरुबाहुश्च धैर्येण हिमवानिव ॥ ९ ॥
सिंहखेलगतिः श्रीमान्मत्तनागेन्द्रविक्रमः ।
संभाव्यमस्मिन्कर्मेदमुत्साहाच्चानुमीयते ॥ १० ॥
( महाभारत आदि० १९० )

अन्वय — केचित् आहुः युवा, श्रीमान्, नागराजकरोपमः, पीनस्कंधोरुबाहुः, धैर्येण हिमवान् इव, सिंहखेलगतिः, श्रीमान् मत्तनागेन्द्रविक्रमः । उत्साहात् अनुमीयते इदं कर्म अस्मिन् संभाव्यम् ।

અર્થ—કોઈ બોલ્યું કે આ (युवा) યુવક, શ્રીમાન્ (नागराज-कर-उपम) ગજરાજની સુંડના જેવા હાથવાળો, (पीनस्कंध-उरु-बाहु) વિશાળ ગર્દન, જાંગ અને બાહુવાળો, ધૈર્યમાં હિમાચળ જેવો, સિંહના જેવી મંદ ચાલ ચાલનાર, શ્રીમાન, ઉન્મત્ત (नाग-इन्द्र-विक्रम) ગજશ્રેષ્ઠના જેમ વિક્રમી છે એના ઉત્સાહથી અનુમાન થાય છે, કે આ કામ તેનાથી શક્ય છે.

शक्तिरस्य महोत्साहा न ह्यशक्तः स्वयं व्रजेत् ।
न च तद्विद्यते किंचित्कर्म लोकेषु यद्भवेत् ॥ ११ ॥
ब्राह्मणानामसाध्यं च नृषु संस्थानचारिषु ।

अन्वयः— अस्य महोत्साहा शक्तिः । अशक्तः हि स्वयं न व्रजेत् । लोकेषु तत् किञ्चित् कर्म न विद्यते यत् संस्थानचारिषु नृषु ब्राह्मणाना असाध्यं भवेत् ॥

**અર્થ**—એની ઉત્સાહ શક્તિ ભારે છે, (हि) કેમકે અશક્તિમાન પોતેજ જાત નહિ સંસારમા એવુ કોઇપણ કાર્ય નથી કે જે [ संस्थानचारिषु ] સમુદ્રમાં ચાલનાર મનુષ્યોમાના બ્રાહ્મણોને માટે અસાધ્ય હોય

अब्भक्षा वायुभक्षाश्च फलाहारा दृढव्रताः ॥ १२ ॥
दुर्वला अपि विप्रा हि बलीयांसः स्वतेजसा ।
ब्राह्मणो नावमन्तव्य सदसद्वा समाचरन् ॥ १३ ॥
सुखं दुःखं महद् ह्रस्वं कर्म यत्समुपागतम् ।

अन्वय—अब्भक्षा वायुभक्षाः फलाहारा दृढव्रता, दुर्वला अपि विप्रा हि स्वतेजसा बलीयांस । सत् असत्, सुखं दुःखं, महत् ह्रस्वं, यत् समुपागतं कर्म वा समाचरन् ब्राह्मण न अवमन्तव्य

**અર્થ**—( अप्-भक्षा ) જળભક્ષણ કરનાર, વાયુભક્ષણ કરનાર, ફૈલાહાર કરનાર, દઢવ્રતધારી, દુર્બળ હોવા છતા પણ પોતાનાં તેજ વડે બળવાન જ હોય છે આ કારણથી સારૂ નરસુ, સુખદાયક અને દુઃખકારી, નાનું અને મોટુ જે કઇ (समुपागतं) કાર્ય આવી પડે તેને (समाचरन्) કરનાર બ્રાહ્મણનુ અપમાન કરવુ ન જોઇએ.

अस्य शक्ति महती वर्तते । अशक्त कथं गच्छेत् ? लोकेऽस्मिन् ब्राह्मणानां असाध्यं कर्म किंचिदपि न वर्तते ।

— • •:—

## પાઠ ૩૯

जामदग्न्येन रामेण निर्जिताः क्षत्रिया युधि ॥ १४ ॥
पीतः समुद्रोऽगस्त्येन अगाधो ब्रह्मतेजसा ।

अन्वयः— जामदग्न्येन रामेण युधि क्षत्रियाः निर्जिताः । ब्रह्मतेजसा अगस्त्येन अगाधः समुद्रः पीतः ।

અર્થ—જમદગ્નિપુત્ર પરશુરામે યુદ્ધમાં ક્ષત્રિયોનો (निर्जिताः) પરાજય કર્યો. બ્રાહ્મતેજથી તેજસ્વી અગસ્ત્યે અગાધ સમુદ્ર [पीतः] પીધો હતો !

तस्मात् ब्रुवन्तु सर्वेऽत्र बटुरेप धनुर्महान् ॥ १५ ॥
आरोपयतु शीघ्रं वै तथेत्यूचुर्द्विजर्पभा ।

अन्वयः— तस्मात् सर्वे अत्र ब्रुवन्तु , एप महान् वटुः धनुः शीघ्र आरोपयतु वै । द्विजर्षभा तथा इति ऊचुः ।

અર્થ—તેથી બધા અહીં બોલ્યા (ब्रुवन्तु) કે આ મોટો યુવક ધનુષપર તુરતજ દોરી ચઢાવશેજ. મુખ્ય બ્રાહ્મણોએ એમજ થાય એમ કહ્યુ.

एवं तेपां विलपतां विप्राणां विविधा गिरः ॥ १६ ॥
अर्जुनो धनुपोऽभ्याशे तस्थौ गिरिरिवाचलः ।

अन्वयः— विविधाः गिरः एवं विलपतां तेपां विप्राणां अर्जुनः धनुपः अभ्याशे गिरिः इव अचलः तस्थौ ।

અર્થ—અનેક પ્રકારની (गिरः) વાતો આ પ્રમાણે (विलपतां) કરનારા તે બ્રાહ્મણોની વચ્ચેથી અર્જુન ધનુષ્યની પાસે ( गिरिः )

પર્વતની માફક (अ चल) સ્થિર (तस्थौ) ઉભો રહ્યો

समासं।

આ પાઠમા આવેલા સમાસોનો પરિચય હવે આપવામા આવે છે—

१ नागराजकरोपम – नागाना राजा नागराज । नागराजस्य कर नागराजकर । नागराजकरस्य उपमा यस्य स नागराजकरोपम । ( હાથીઓનાના શ્રેષ્ઠ હાથીની સૂડની ઉપમા છે જેની )

२ पीनस्कन्धोरुबाहु – स्कन्ध च ऊरू च बाहू च स्कन्धोरुबाहव । पीना स्कन्धोरुबाहव यस्य स पीनस्कन्धोरुबाहु । ( જેનો ખભો, જાગ અને હાથ વિશાળ છે, )

३ मत्तनागेन्द्रविक्रम – नागाना इन्द्र नागेन्द्र । मत्त च असौ नागेन्द्र च मत्तनागेन्द्र । मत्तनागेन्द्रस्य विक्रम इव विक्रम यस्य । ( ઉન્મત્ત હાથીના જેમ વિક્રમ )

४ अशक्त – न शक्त । ( શકિત વિનાનો )

५ दृढव्रत – दृढं व्रतं यस्य स । ( દૃઢ નિયમવાળો )

આ પાઠના શ્લોકોમા કેટલાક બીજા પણ સમાસ છે બધા અહીં આપ્યા નથી જે આપ્યા છે તેનેજ વાચકે વારવાર વાચવા વારંવાર વાચવાથીજ સમાસનો સાર સમજવાનુ જ્ઞાન સંપાદન થાય છે આથી સમાસનુ વિવરણ જે સસ્કૃતમા આપ્યુ છે તેને વારવાર વાચકે વાચવુ

—०—

## પાઠ ૪૦

પાછલા બે પાઠોમા જે સંસ્કૃત વાકયો આપ્યાં છે, તેમની સંધિ બનાવીને સરળ સસ્કૃત વાકયો આ પાઠમાં આપ્યાં છે—

संस्कृत-वाचन-पाठ ।

( १ )

मन्थरा त्वयोध्यां पुरीं सर्वशृंगारैरुद्भासितामुच्छ्रितध्वजमालिनीं दृष्ट्वा परं विस्मयमागता। साऽदूरस्थिता धात्रीं पप्रच्छ। धात्री तु हर्षेण विदीर्यमाणेव रामस्य यौवराज्याभिषेकवृत्तान्तं मन्थराया आचचक्षे। श्रुतमात्रेण तु धात्र्या वचनेन क्षिप्रमर्षिता कुब्जा मन्थरा। क्रोधेन दह्यमानेव मन्थरा पापदर्शिनी शयानामेव कैकेयीं गत्वेदानीमिदमब्रवीत्।

उत्तिष्ठ मूढे ! शेषे किम् ? भयमभिवर्तते त्वाम्। दशरथो यौवराज्ये राममभिषेक्ष्यति। साऽहमनलेन दह्यमानेवास्मि। तव हितार्थमनागता। हे महिषि ! कथं त्वं राजधर्माणामुग्रत्वं नाव बुध्यसे ? तव भर्ता दशरथस्त्वय्यनर्थकं सान्त्वं प्रयुञ्जानोऽप्यद्य कौसल्यामर्थेनैव योजयिष्यति। ते भरतं बन्धुष्वपवाह्य श्वः प्रभाते रामं निष्कण्टके राज्ये स्थापयिता।

हे कैकेयि ! सा त्वमात्मनो हितं कुर्वेदानीम्। त्रायस्वात्मानं पुत्रं भरतं मां च। हर्षपूर्णा शयनादुत्थिता कैकेयीदमब्रवीत्। मंथरे ! इदं तु मह्यं त्वया परमं प्रियमाख्यातम्। नाहं रामे वा भरते वा विशेषमुपलक्षये।

मंथरा तु तदा दु खिता । एनां कैकेयीमुवाच । बालिशे ! किमर्थमस्थाने हर्षं कृतवत्यसि ? शोकसागरस्य मध्यगतमप्यात्मानं नावबुध्यसे । सुभगा किल कौसल्या, यस्या पुत्रो यौवराज्येऽभिषेक्ष्यते । तामेव कौसल्यामिदानीं दासीवत्त्वमुपस्थास्यसि । ते पुत्रोऽपि रामस्य दास्यं कुर्यात् ।

( १ )

હવે પાછલા પાઠોના શ્લોકોના અન્વયનુ સ ધિવાળુ સ સ્કૃત જુઓ—

केचिदाहुर्युवा श्रीमान्नागराजकरोपम पीनस्कन्धोरुबाहुर्धैर्येण हिमवानिव सिंहखेलगतिर्मत्तनागेन्द्रविक्रम । उत्साहादनुमीयत, इदं कर्मास्मिन्संभाव्यम् ।

अस्य महोत्साहा शक्ति । ह्यशक्त स्वय न व्रजेत् । लोकेषु तत्किञ्चित्कर्म न विद्यते, यत्संस्थानचारिषु नृपु ब्राह्मणानामसाध्यं भवेत् ।

अब्भक्षा वायुभक्षा फलाहारा दृढव्रता दुर्बला अपि विप्रा हि स्वतेजसा बलीयास । सदसत् सुखं दु ख महद्गुरुत्वं यत्समुपागतं कर्म वा समाचरन् ब्राह्मणो नावमन्तव्य ।

—·o—

## પાઠ ૪૧

जामदग्न्येन रामेण युधि क्षत्रिया निर्जिताः। ब्रह्मतेजसाऽगस्त्येनागाधः समुद्रः पीतस्तस्मात्सर्वेऽत्र ब्रुवन्त्वेपमहान्वदुर्धनुः शीघ्रमारोपयतु वै। द्विजर्पभास्तथेत्यूचुः।

विविधा गिर एवं विलपतां तेपां विप्राणामर्जुनो धनुपोऽभ्याशे गिरिरिवाचलस्तस्थौ।

પાછલા પાઠોનુ' સરળ સંસ્કૃત આ છે. એમાં સંધિ કરવામાં આવી છે. વાંચક બે ચાર વાર વાચશે તો તેને એ પણ ધ્યાનમાં આવી જશે. જો કોઇ જગ્યાએ સમજણ ન પડે તો, તેમણે તે વાકયોને પાછલા પાઠોમાં જોઇને અર્થ જાણી લેવો. હવે થોડાં વાકયો સંધિ છૂટી પાડીને આપવામાં આવ્યાં છે–

शृंगारैरुद्भासिता = शृंगारैः उद्भासिता।
दह्यमानेव = दह्यमाना इव।
गत्वेदानीं = गत्वा इदानीं।
त्वय्यनर्थकं = त्वयि अनर्थकं।
बन्धुष्वपवाह्य = बन्धुपु अपवाह्य।
कैकेयीदमब्रवीत् = कैकेयी इदं अब्रवीत्।
कृतवत्यासि = कृतवती आसि।
केचिदाहुः = केचित् आहु।

હવે કેટલાક સંસ્કૃત વાકયોનો અર્થ સંસ્કૃતમાં જ આપવામાં આવે છે.

## સંસ્કૃત વાક્યોનો સસ્કૃતમાં અર્થ

१ साऽदूरस्थिता धात्रीं पप्रच्छ = सा समीपस्था उपमातरं अपृच्छत् ।

२ उत्तिष्ठ मूढे = उत्तिष्ठ मूर्खे ।

३ साऽहमनलेन दह्यमानेवास्मि = सा अहं अग्निना ज्वलिता इव अस्मि ।

४ सा त्वमात्मनो हितं कुर्विदानीं = त्वं सा स्वकीयं मङ्गलं विधेहि अधुना ।

५ इदं तु मह्यं त्वया परमं प्रियमाख्यातं = एतत् तु मह्य त्वया अत्यन्त प्रीतिकरं कथितम् ।

६ शोकसागरस्य मध्यगतमप्यात्मानं नावबुध्यसे = दुःख-समुद्रस्य अन्तर्गतं अपि आत्मान न जानासि ।

७ ते पुत्रोऽपि रामस्य दास्य कुर्यात् = तव सुत अपि रामचन्द्रस्य सेवा कुर्यात् ।

આ પ્રમાણે સસ્કૃતનો અર્થ સસ્કૃતમાજ કરવાથી તમારો સંસ્કૃત સાથેનો પરિચય ઘણોજ ગાઢ થશે

—०—

# પાઠ ૪૨

હવે આ પાઠમાં નીચે લખેલા અકારાન્ત પુલ્લિંગ શબ્દોનો અભ્યાસ કરો–

| | |
|---|---|
| व्यवहारः–વેપાર | पुरुष –પુરુષ |
| यवः–જવ | पुरुषोत्तम –નરોત્તમ, પુરુષોમાં શ્રેષ્ઠ |
| उपयोग–ઉપયોગ | |
| अभियोग –યુદ્ધ, દાવો, ભેટો | प्रणय –પ્રેમ, મિત્રતા |
| दिवाकर –સૂર્ય | दम्भः–ઢોંગ, દભ |
| न्यास –રાખવુ, થાપણ, ત્યાગ | स्वेद –પરસેવો |
| वत्स –વાછરડો | कण्टक –કાંટો |
| बाल –બાળક | संस्कार –સસ્કાર |
| गन्ध –ગધ, સુગધ | रस –રસ |
| स्पर्श –સ્પર્શ | |
| संयोग –સંજોગ | भेद –ભેદ |
| दरिद्र –નિર્ધન, દરિદ્રનારાયણ | दीप દીવો |

અકારાન્ત પુલ્લિંગ શબ્દોની સાતે વિભક્તિનાં રૂપો બનાવવાનું વાચક ને આવડે છે જેથી તેઓ આ શબ્દોના રૂપ બનાવીને જુદા જુદા વાકયો પણ બનાવી શકે છે

## संस्कृत-वाक्यानि।

१ व्यवहारे कुशल पुरुष विजय प्राप्नोति। २ स दिने यवान् रात्रौ च व्रीहीन् भक्षयति। ३ य वलस्य उपयोग जानाति, स एव श्रेष्ठ भवति, न अन्य । ४ त्वया तेन सह किमर्थं अभियोग कृत ? ५ राष्ट्रस्य उद्धाराय सर्वस्वस्य न्यास कर्तव्य एव। ६ स बाल भूत्वा वृद्ध इव वदति। ७ त गोवत्सं इदानीं अत्र आनय। ८ तस्य पुष्पस्य गन्ध शोभन अस्ति। ९ यदा पिता बालकं पश्यति, तदा सुखी भवति। १० एप पूर्वमार्गेण सह पश्चिममार्गस्य संयोग अस्ति। ११ दरिद्र पुरुष धनहीन भवति।

## ભાષા-વાક્યો

૧ વ્યવહારમા કુશળ માણસ વિજય મેળવે છે ૨ તે દિવસે જવ અને રાત્રે ભાત ખાય છે ૩ જે બળનો ઉપયોગ જાણે છે તેજ શ્રેષ્ઠ હોય છે, બીજા (શ્રેષ્ઠ) હોતા નથી ૪ તેં તેની સાથે શા માટે યુધ્ધ કર્યું ? ૫ રાષ્ટ્રના ઉદ્ધાર માટે સર્વસ્વનુ દાન કરવુ જ જોઇએ. ૬ તે બાળક છતા પણ વૃદ્ધ જેવુ બોલે છે ૭ તે ગાયના વાછરડાને હવે અહીં લાવ ૮ તે ફૂલની વાસ ઉત્તમ છે ૯ જ્યારે પિતા બાળકને જુએ છે, ત્યારે આનદ પામે છે ૧૦ આ પૂર્વ માર્ગની સાથે પશ્ચિમ માર્ગનો સયોગ થાય છે (૧૧) દરિદ્ર માણસ ધન-હીન હોય છે

— •-• —

# પાઠ ૪૩

## संस्कृत-वाक्यानि ।

१ पुरुषस्य भाग्यं देवः न जानाति, कुतः मनुष्यः ? २ पुरुषः पुरुषोत्तमस्य उपासनां करोतु । ३ दम्भेन मनुष्यस्य अधःपातः भवति । ४ ग्रीष्मकाले मनुष्यस्य शरीरात् स्वेदः निःसरति । ५ यदि वृक्षस्य कण्टकः पादे प्रविशति, तर्हि कण्टकेन एव सः बहिः निःसार्यः । ६ संस्कारेण हीनः शूद्रः। संस्कारेण एव द्विजः भवति । ७ फलानां मधुरः रसः एव पेयः । ८ भेद एव युद्धस्य मूलं अस्ति । ९ अन्धकारे दीपः एव मार्गं दर्शयति । १० अन्नस्यार्धभागं शूद्राय स ददाति ।

## ભાષા—વાક્યો

૧ પુરુષનું ભાગ્ય દેવો પણ જાણતા નથી, તો મનુષ્ય કેવી રીતે જાણી શકશે ? ૨ પુરુષ પુરુષોમાં ઉત્તમની ઉપાસના કરે ! ૩ દંભથી મનુષ્યનું અધઃપતન થાય છે. ૪ ઉન્હાળામાં મનુષ્યનાં શરીરમાંથી પરસેવો નીકળે છે. ૫ જો વૃક્ષનો કાંટો પગમાં ભોંકાય, તો કાંટાથીજ તે બહાર કાઢવો યોગ્ય છે. ૬ સંસ્કાર વિનાનો શુદ્ર, સંસ્કારથીજ બ્રાહ્મણ બને છે. ૭ ફળોનો મધુર રસજ પીવાને યોગ્ય છે. ૮ વેરભાવજ લડાઇનું મૂળ (કારણ) છે. ૯ અંધકારમા દીપક જ માર્ગ બતાવે છે. ૧૦ અન્નનો અર્ધ ભાગ તે શુદ્રને આપે છે.

## संस्कृत-वाचन-पाठः ।

यथा शूद्रः अन्न खादति, तथा एव इतरः जनः भोजनं करोति । गान्धारी दुर्योधनं पुत्रं अजनयत् । कुन्ती च युधिष्ठिरं

पुत्र अजनयत् । राजा सैनिकान् दूरत विसृज्य आश्रम गच्छति । तस्य शब्दं श्रुत्वा राक्षसी तत्र एव आगता । पूजित मुनि इदं वचन अब्रवीत् यत् सत्यं एव परम धर्म इति । सा कन्या तस्मिन् एव आश्रमे विद्याऽध्ययनादिक समाप्य स्वगृह आगता । तेन राज्ञा तस्मै जनाय धन दत्त, तत् धन गृहीत्वा स देशान्तर गत तत्र विद्याऽध्ययन कर्तुम् । ज्ञानात् एव बन्धनात् मुक्ति भवति, तथा कर्मकरणात् अपि भवति ।

### સંધિ કરેલાં વાક્યો

यथा शूद्रोऽन्न खादति तथैवेतरो जनो भोजन करोति गान्धारी दुर्योधन पुत्रमजनयत् कुन्ती च युधिष्ठिर पुत्रमजनयत् । राजा सैनिकान्दूरतो विसृज्याश्रमं गच्छति । तस्य शब्द श्रुत्वा राक्षसी तत्रैवागता । पूजितो मुनिरिद वचनमब्रवीद्यत्सत्यमेव परमो धर्म इति । सा कन्या तस्मिन्नेवाश्रमे विद्याऽध्ययनादिक समाप्य स्वगृहमागता ।

— ० —

# પાઠ ૪૪

## संस्कृत-वाक्यानि।

१ एवं तु उक्ता कैकेयी क्रुद्धा बभूव। अब्रवीत् च मंथराम्। रामं वनं अद्य क्षिप्रं प्रस्थापयामि। २ भरतं एव यौवराज्ये अभिषेचये। एतत् तु सम्पश्य केनापि उपायेन साधयेयम्। ३ पापदर्शिनी मंथरा अपि रामार्थं उपहसन्ती कैकेयीं अब्रवीत्। हन्त इदानीं पश्य, यथा ते भरतः राज्यं प्राप्स्यति। ४ पुरा देवासुरयुद्धे ते पतिः देवराज्यस्य साहाय्यं अकरोत्। ५ तदा त्वा एव उपादाय गत आसीत्। ६ शम्बरासुरेण तत्र राजा महायुद्ध अकरोत्। ७ यदा असुरै शस्त्रैः शकलीकृतः राजा अभवत्, तदा त्वया एव तत्र रक्षित।

## ભાષા—વાક્યો

૧ આ પ્રમાણે કહેવાથી કૈકેયી ગુસ્સે થઇ ગઇ, અને મથરાને કહેવા લાગી રામને આજે જ શીઘ્ર વનમા મોકલીશ ૨ ભરતનેજ યુવરાજપદે રાજતિલક કરીશ એ તુ જોજે કે કોઇ પણ ઉપાયથી હું સિદ્ધ કરીશ. ૩ પાપી મથરા પણ રામની નિંદા કરનાર કૈકેયીને કહેવા લાગી અરે, હવે જોજે કેવી રીતે તારો ભરત રાજ્ય મેળવશે ૪ પ્રાચીન કાળમા દેવ અને દાનવોના યુદ્ધમા તારો પતિ દેવરાજને મદદ કરતો હતો. ૫ તને પણ લઇ ગયો હતો. શબરાસુરની સાથે ત્યા રાજાએ ભારે યુદ્ધ કર્યું ૭ રાક્ષસોએ શસ્ત્રોથી જ્યારે રાજાને ઘાયલ કયો ત્યારે તેજ ત્યા રક્ષણ કર્યું

## संस्कृत-वाक्यानि।

८ तुष्टेन तदा तेन राज्ञा द्वौ वरौ ते दत्तौ। ९ स च त्वया उक्त, यदा इच्छेय तदा गृह्णीया इति। १० याचस्व अधुना तौ वरा। भरतस्य अभिषेचनं रामस्य प्रव्राजन वर्षाणि चतुर्दश, इति रूपो द्वौ वरौ। ११ तावता हि कालेन स्थिरो भविष्यति पुन ते प्रजाभावगतस्नेह। १२ पश्चात् कैकेयी एव प्रोत्साहिता आभरणानि मुक्त्वा क्रोधागार प्रविश्य, भूमौ एव निपतिता।

## ભાષા—વાકયો

૮ ખુશ થયેલા તે રાજાએ તને બે વરદાન આપ્યા. ૯ તેન તેં કહ્યુ કે જ્યારે ઇચ્છા થશે ત્યારે માગીશ ૧૦ હવે તે બે વરદાન માગ—ભરતનો રાજ્યાભિષેક અને રામને ચૌદ વર્ષ દેશવટો, એમ બે વરદાન. ૧૧ એટલા વખતમા તારો પુત્ર પ્રજાના પ્રેમથી (કાયમ) સ્થિર થશે. ૧૨ પછી કૈકેયી આ પ્રમાણે ઉત્સાહિત બનીને આભૂષણો ફેંકી દઇને, ક્રોધિત થઇ, જમીન પર પડી રહી.

—०+०—

## પાઠ ૪૫

### संस्कृत-वाक्यानि

१ महाराजः दशरथः प्रियार्हां प्रियं आख्यातुं कैकेय्याः अन्तःपुरं प्रविवेश। २ शयनोत्तमे तां न ददर्श स। न हि तस्य तां वेलां देवी पुरा अत्यवर्तत। ३ प्रतिहारी तु कृताञ्जलिः उवाच। देव! देवी भृशं क्रुद्धा अभिद्रुता क्रोधागारम्। ४ अपाप राजा पापसंकल्पां तां कैकेयीं धरणीतले ददर्श। ५ स तां उवाच, किमर्थं भूमौ शेषे? ६ कैकेयी उवाच– प्रतिजानीष्व प्रतिज्ञां यदि कर्तुं इच्छसि। ७ अनन्तरं ते व्याहरिष्यामि यथा मम अभिप्रार्थितम्।

### ભાષા-વાક્યો

૧ મહારાજ દશરથ વહાલને માટે યોગ્ય કૈકેયીને પ્રિય કહેવાને માટે કૈકેયીનાં અન્તઃપુરમા દાખલ થયા. ૨ સૂવાને માટે ઉત્તમ મંદિરમા તેણે તેણીને જોઇ નહિ ૩ દાસી હાથ જોડીને બોલી, 'હે (દેવ) રાજા! દેવી ઘણીજ ગુસ્સે થઇ છે, અને (अभिद्रुता) ક્રોધાગારમા ગઇ છે' ૪ નિર્દોષ રાજાએ પાપી સંકલ્પ કરેલી તે કૈકેયીને ભૂમિપર પડેલી જોઈ ૫ તેણે તેણીને કહ્યુ, "શા માટે જમીન પર સૂતી છે?" ૬ કૈકેયી બોલી-(प्रतिजानीष्व) જો પ્રતિજ્ઞા પૂરી કરવા ચાહતો હોય તો, પ્રતિજ્ઞા કર. ૭ પછી તને જેવી મારી ઇચ્છા હશે તે કહીશ

समास।

१ देवासुरयुद्धं = देवा च असुरा च देवासुरा । देवासुराणां युद्धं देवासुरयुद्धं (દેવ અને રાક્ષસોનુ યુદ્ધ)

२ देवराज. = देवाना राजा देवराज (દેવોના રાજા)

३ शम्वरासुर = शम्वर च असौ असुर च शम्वरासुर । (શબર નામનો રાક્ષસ)

४ क्रोधागारं = क्रोधस्य अगार क्रोधागार। (क्रोधभवन)

५ प्रजाभावगतस्नेहः = प्रजाया भाव प्रजाभाव । प्रजाभावे गतस्नेह । (પ્રજાભાવમા પ્રાપ્ત સ્નેહથી યુક્ત)

६ शयनोत्तम = शयनाय उत्तमं (સુવાને માટે ઉત્તમ)

७ कृताञ्जलि = कृता अञ्जलि येन स कृताञ्जलि । (હાથ જોડવા)

+—०—+

# પાઠ ૪૬

स तद्वनु परिक्रम्य प्रदक्षिणमथाकरोत् ॥ १७ ॥
प्रणम्य शिरसा देवमीशानं वरदं प्रभुम् ।
कृष्णं च मनसा ध्यात्वा जगृहे चार्जुनो धनु ॥ १८ ॥
( म भा· आदि· अ· १९० )

अन्वयः— अथ स तत् धनु परिक्रम्य प्रदक्षिणं अकरोत् । शिरसा देवं ईशानं वरदं प्रभुं प्रणम्य, मनसा कृष्णं च ध्यात्वा अर्जुनः धनु जगृहे ।

અર્થ—હવે તેણે તે ધનુષ્યની ( परिक्रम्य ) ચારે બાજુ ફરીને પ્રદક્ષિણા કરી. મસ્તકથી દેવોના ઇશ્વર વરદાન આપનાર પ્રભુને પ્રણામ કરી અને મનમા શ્રીકૃષ્ણનુ ધ્યાન ધરીને અર્જુને ધનુષ્યને (जगृहे ) પકડયુ

चैलानि विन्यधुस्तत्र ब्राह्मणाश्च सहस्रशः ।
विलक्षितास्ततश्चक्रुर्हाहाकारांश्च सर्वश ॥ २३ ॥

अन्वय— सहस्रशः ब्राह्मणाः तत्र चैलानि विन्यधुः, ततः विलक्षिता सर्वशः हाहाकारान् च चक्रुः ।

અર્થ—હજારો બ્રાહ્મણો ત્યા પોતાના ( चैलानि ) દુપટ્ટા (विन्यधु ) ઉડાડવા લાગ્યા તેથી ( विलक्षिताः ) વિલક્ષણ અર્થાત્ જેઓ તેવુ કરી નહીં શકયા હતા, તે બધી રીતે હાય હાય ( चक्रुः ) કરવા લાગ્યા

न्यपतंश्चात्र नभसः समन्तात्पुष्पवृष्टयः ।
शताङ्गानि च तूर्याणि वादका समवादयन् ॥ २४ ॥

अन्वय — अत्र च नभस समन्तान् पुष्पवृष्टयः न्यपतन्। वादका शताङ्गानि च तूर्याणि समवादयन्।

અર્થ—અહીં (नभस) આકાશમાંથી (समन्तात्) ચારે બાજુથી પુષ્પ વૃષ્ટિ (न्यपतन्) થવા લાગી અર્થાત્ થઈ સેંકડો પ્રકારના વાજિંત્રોવાળા (तूर्य) ઢોલ વિગેરે વાજિંત્રો (समवादयन्) વગાડવા લાગ્યા.

> सूतमागधसंघाश्चाप्यस्तुवंस्तत्र सुस्वरा ।
> तं दृष्ट्वा द्रुपदः प्रीतो बभूव रिपुसूदन ।
> सह सैन्यैश्च पार्थस्य साहाय्यार्थमियेष स ॥२५॥

अन्वय — अत्र सूतमागधसघा च अपि सुस्वरा अस्तुवन्। तं दृष्ट्वा रिपुसूदन द्रुपद प्रीत बभूव। सैन्यै च सह स पार्थस्य साहाय्यार्थं इयेष।

અર્થ—અહીં સૂત અને માગધોના સઘ મધુર સ્વરથી (अस्तुवन्) પ્રાર્થના કરવા લાગ્યા તેને જોઈને (रिपुसूदन) શત્રુનો નાશ કરનાર દ્રુપદ (प्रीत) સંતોષ પામ્યો સૈન્યોની સાથે તેણે (पार्थस्य) અર્જુનને મદદ કરવાનું (इयेष) ઈચ્છ્યું

> तस्मै दित्सति कन्यां तु ब्राह्मणाय तदा नृपे ।
> कोप आसीन्महीपानामालोक्यान्योन्यमन्तिकात् ॥
> (म भा आदि १९।१)

अन्वय — तदा तस्मै ब्राह्मणाय कन्या दित्सति नृपे अन्योऽन्यं आलोक्य महीपाना कोप आसीत्।

અર્થ—ત્યારે તે બ્રાહ્મણને કન્યાદાન (दित्सति) કરવાની (नृपे) રાજાની ઇચ્છા જાણી, એક બીજા તરફ (आलोक्य) જોઇને (मही-पानां) રાજાઓનો ગુસ્સો (आसीत) વધી ગયો, અર્થાત્ રાજાઓ- ભારે ગુસ્સે થયા.

अस्मानयमतिक्रम्य तृणीकृत्य च सङ्गतान् ।
दातुमिच्छति विप्राय द्रौपदीं योषितां वराम् ॥ २ ॥

अन्वयः— अस्मान् सङ्गतान् तृणीकृत्य अतिक्रम्य च अयं योषितां वरां द्रौपदीं विप्राय दातुं इच्छति ।

અર્થ—અમને [संगतान्] બધાને તણખલાંની માફક ગણીને અને [अतिक्रम्य च] ઉલ્લંઘન કરીને [अयं] આ [योषितां] સ્ત્રીઓમાં [वरां] શ્રેષ્ઠ દ્રૌપદીને [विप्राय] બ્રાહ્મણને આપવાની ઇચ્છા કરે છે.

अवरोप्येह वृक्षं तु फलकाले निपात्यते ।
निहन्मैनं दुरात्मानं योऽयमस्मान्न मन्यते ॥ ३ ॥

अन्वयः— इह वृक्षं अवरोप्य तु फलकाले निपात्यते । यः अस्मान् न मन्यते, एनं दुरात्मानं निहन्म ।

અર્થ—અહીં વૃક્ષારોપણ કરીને ફળતી વખતે [निपात्यते] કાપી રહ્યા છે. જે અમને માન આપતો નથી, તે પાપાત્માને [निहन्म] મારી નાખશું.

समास

१ वरद –वरं ददाति इति । (વરદાન આપનારો)

२ पुष्पवृष्टि –पुष्पाणा वृष्टि ( ફૂલોની વૃષ્ટિ )

३ शताङ्ग –शतानि अङ्गानि यस्य। ( સો અંગ છે જેના )

४ वादक –वादयति इति। ( જે વગાડે છે )

५ सूतमागधसंघा –सूता च मागधा च सूतमागधा, सूतमागधाना सघा सूतमागधसघा । ( સૂત અને મગધોનો સંઘ )

६ रिपुसूदन –रिपो सूदन । ( શત્રુનો ઘાતક )

७ महीप –महीं पाति इति। ( પૃથ્વીનુ પાલન કરનાર )

८ फलकाल –फलस्य काल । ( ફળવાનો સમય )

९ दुरात्मा –दुष्ट आत्मा यस्य। ( પાપી છે આત્મા જેનો )

વાચકે આ સમાસ વિવરણ વારવાર વાચીને સારી રીતે સમજવાનો પ્રયત્ન કરવો

## સંધિ કરેલાં વાક્યો

अथ स तदनु परिक्रम्य प्रदक्षिणमकरोत् । शिरसेशान वरदं प्रभु प्रणम्य, मनसा कृष्ण च ध्यात्वा, अर्जुनो धनुर्जगृहे । सहस्रशो ब्राह्मणास्तत्र चैलानि विधयु । ततो विलक्षिताश्च सर्वशो हाहाकाराश्चक्रु ।

—o– o —

# પાઠ ૪૭

પ્રથમ ત્રણ પાઠોમા જે સસ્કૃત વાક્યો આપ્યા છે, તેનુ સંધીકૃત સરળ સસ્કૃત હવે આપવામા આવ્યુ છે

एवं तूक्ता कैकेयी क्रुद्धा बभूव । अब्रवीच्च मंथराम् । रामं वनमद्य क्षिप्रं प्रस्थापयामि । भरतमेव यौवराज्येऽभिषेचये । एतत्तु संपश्य केनोपायेन साधयेयम् ।

पापदर्शिनी मंथराऽपि रामार्थमुपहसन्तीं कैकेयीमब्रवीत् । हन्तेदानीं पश्य, यथा ते भरतो राज्यं प्राप्स्यति ।

पुरा दैवासुरयुद्धे ते पतिर्देवराजस्य साहाय्यमकरोत् । तदा त्वामेवोपादाय गत आसीत् । शम्बरासुरेण तत्र राजा महायुद्धमकरोत् । यदासुरैः शस्त्रैः शकलीकृतो राजाऽभवत्तदा त्वयैव तत्र रक्षितः । तुष्टेन तदा तेन राज्ञा द्वौ वरौ ते दत्तौ । स च त्वयोक्तः । यदेच्छेयं तदा गृह्णीयामिति । याचस्वाधुना तौ वरौ । भरतस्याभिषेचनं रामस्य प्रव्राजनं वर्षाणि चतुर्दशेतिरूपौ द्वौ वरौ । तावता हि कालेन स्थिरो भविष्यति पुत्रस्ते प्रजाभावगतस्नेहः ।

पश्चात्कैकेय्येवं प्रोत्साहिताऽऽभरणानि मुक्त्वा क्रोधागारं प्रविश्य भूमावेव निपतिता ।

महाराजो दशरथः प्रियार्हां प्रियमाख्यातुं कैकेय्या अन्तःपुरं प्रविवेश । शयनोत्तमे तां न ददर्श स । नहि तस्य तां वेलां देवी पुराऽत्यवर्तत ।

प्रतिहारी तु कृताञ्जलिरुवाच । देव ! देवी भृशं क्रुद्धा अभिद्रुता क्रोधागारम् ।

अपापो राजा पापसंकल्पां तां कैकेयीं धरणीतले ददर्श । स तामुवाच । किमर्थं भूमौ शेषे ?

कैकेय्युवाच– प्रतिजानीष्व प्रतिज्ञां, यदि कर्तुमिच्छसि । अनन्तरं ते व्याहरिष्यामि, यथा ममाभिप्रार्थितमिति ।

હવે શ્લોકોના પાઠનું સધિકૃત સરળ સંસ્કૃત જુઓ.—

अथ स तद्धनुः परिक्रम्य प्रदक्षिणमकरोत् । शिरसा देवमीशानं वरदं प्रभुं प्रणम्य मनसा कृष्णं च ध्यात्वाऽर्जुनो धनुर्जगृहे । तदा सहस्रशो ब्राह्मणास्तत्र चैलानि विव्यधुः । ततो विलक्षिताः सर्वशो हाहाकारांश्च चक्रुः । अत्र च नभसः समन्तात्पुष्पवृष्टयो न्यपतन् । वादकाः शताङ्गानि च तूर्याणि समवादयन् ।

अत्र सूतमागधसंघाश्चापि सुस्वरा अस्तुवन् । तं दृष्ट्वा रिपुदमनो द्रुपदः प्रीतो बभूव । सैन्यैश्च सह स पार्थस्य साहाय्यार्थमियेष ।

तत्र सूतानां मागधानां च संघाः सुस्वरयुक्ता भूत्वा तं अस्तुवन् । तं विजयं तत्र दृष्ट्वा शत्रूणां विनाशकः राजा द्रुपदः सन्तुष्टो अभवत् ।

— ० —

## પાઠ ૪૮

तदा तस्मै ब्राह्मणाय कन्यां दित्सति नृपेऽन्योन्यमालोक्य महीपानां क्रोध आसीत्। अस्मान्संगतांस्तृणीकृत्यातिक्रम्य चायं योषितां वरां द्रौपदीं विप्राय दातुमिच्छति । इह वृक्षमवरोप्य तु फलकाले निपात्यते। योऽस्मान्न मन्यते । एनं दुरात्मानं निहन्म ।

संधि ।

હવે આ પાઠની કેટલીક સંધિઓને છૂટી પાડી આપવામાં આવી છે.

| | |
|---|---|
| अब्रवीच्च | – अब्रवीत् च । |
| यौवराज्येऽभिषे० | – यौवराज्ये अभिषे० । |
| केनोपायेन | – केन उपायेन। |
| पतिर्देवराजस्य | – पतिः देवराजस्य । |
| त्वामेवोपादाय | – त्वां एव उप–आदाय । |
| यदेच्छेयं | – यदा इच्छेयं। |
| शयनोत्तमे | – शयन–उत्तमे । |
| अपापो राजा | – अपापः राजा। |
| कैकेय्युवाच | – कैकेयी उवाच । |

હવે સંસ્કૃતનો અર્થ સંસ્કૃતમાંજ આપવામાં આવ્યો છે, તેનો અભ્યાસ વાંચકે સારી પેઠે કરવો.

१ रामं वनमद्य क्षिप्रं प्रस्थापयामि = रामचन्द्रं अरण्यं अस्मिन्दिने शीघ्रं प्रेषयिष्यामि ।

२ हन्तेदानीं पश्य यथा ते भरतो राज्यं प्राप्स्यति = शोभनं अधुना अवलोकय येन उपायेन तव भरतः राज्यं अवाप्स्यति ।

३ पुरा देवासुरयुद्धे ते पतिः देवराजस्य साहाय्यमकरोत् = पूर्वं सुरासुरसंग्रामे तव भर्ता सुरपतेः सहाय्यतां कृतवान् ।

४ तदा त्वामेवोपादाय गत आसीत् = तस्मिन् समये त्वां गृहीत्वा एव स गतवान् ।

५ तुष्टेन तदा तेन राज्ञा द्वौ वरौ ते दत्तौ = सन्तुष्टेन तस्मिन्स्समये तेन भूपेन द्वौ वरौ तुभ्यं दत्तौ ।

६ मनसा कृष्णं ध्यात्वाऽर्जुनो धनुर्जगृहे = हृदयेन वासुदेवं ध्यात्वा पार्थः धनुष्यं गृहीतवान् ।

વાચકે આનો અભ્યાસ કરવો.

## સંધિ કરેલાં વાક્યો

रामचन्द्रमरण्यमस्मिन्दिने शीघ्रं प्रेषयिष्यामि। शोभनमधुनावलोकय येनोपायेन तव भरतो राज्यमवाप्स्यति। पूर्वं सुरासुरसंग्रामे तव भर्ता सुरपतेस्सहाय्यतां कृतवाँस्तस्मिन्समये त्वां गृहीत्वैव स गतवान् ।

अद्य रामं सत्वरं वनं प्रस्थापयामि। इदानीं पश्य यथा ते पुत्रो भरतो अद्यैव राज्यं प्राप्स्यति। पुरा देवासुरयुद्धे तव पतिः इन्द्रस्य साहाय्यं अकरोत् ।

—०।०—

*

# પાઠ ૪૯

संजय उवाच-

वर्तमाने तथा युद्धे क्षत्रियाणां निमज्जने ।
गाण्डीवस्य महाघोषः श्रूयते युधि मारिष ॥ १ ॥
( म० भा० कर्णपर्व अ० ५३ )

अन्वयः- हे मारिष ! तथा क्षत्रियाणां निमज्जने युद्धे वर्तमाने युधि गाण्डीवस्य महाघोषः श्रूयते ।

અર્થ— હે ધૃતરાષ્ટ્ર ! તે પ્રમાણે ક્ષત્રિઓનો નાશ કરનાર યુદ્ધ શરુ થયા પછી તે યુદ્ધમાં ગાંડીવ ધનુષ્યનો ભારે અવાજ સંભળાયો.

संशप्तकानां कदनमकरोद्यत्र पाण्डवः ।
कोसलानां तथा राजन्नारायणबलस्य च ॥ २ ॥

अन्वयः— हे राजन् ! यत्र पाण्डवः संशप्तकानां कोसलानां तथा नारायणबलस्य च कदनं अकरोत् ।

અર્થ— હે રાજા ! જ્યાં પાંડવ અર્જુન સંશપ્તક સૈન્ય, કોસલોના અને નારાયણીય દળોનો નાશ કરતો હતો.

संशप्तकास्तु समरे शरवृष्टीः समन्ततः ।
अपातयन्पार्थमूर्ध्नि जयगृद्धाः प्रमन्यवः ॥ ३ ॥

अन्वयः— जयगृद्धाः प्रमन्यवः संशप्तकाः तु समरे पार्थमूर्ध्नि शरवृष्टीः अपातयन् ।

**અર્થ**—વિજય મેળવવાની ઇચ્છા રાખનાર ક્રોધથી પૂર્ણ સંશપ્તક વીર તો તે યુદ્ધમાં પૃથાપુત્ર અર્જુનના માથા પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.

ता वृष्टीः सहसा राजंस्तरसा धारयन् प्रभुः ।
व्यगाहत रणे पार्थो विनिघ्नन् रथिनां वरान् ॥ ४ ॥

अन्वयः— हे राजन् ! सहसा ताः वृष्टीः धारयन् तरसा च रथिनां वरान् विनिघ्नन् प्रभुः रणे व्यगाहत ।

**અર્થ**— હે રાજા ! બસ હિમ્મતથી તે બાણવર્ષાને સહન કરતાં કરતાં અને રથયોદ્ધાઓમા શ્રેષ્ઠ, શત્રુના વીરોને મારતાં મારતાં વીર પાર્થ અર્જુન યુદ્ધમાં ફરવા લાગ્યો.

विगाह्य तद्रथानीकं कङ्कपत्रैः शिलाशितैः ।
आससाद ततः पार्थः सुशर्माणं वरायुधम् ॥ ५ ॥

अन्वयः— तत् रथानीकं विगाह्य, ततः पार्थः वरायुधं सुशर्माणं शिलाशितैः कङ्कपत्रैः आससाद ।

**અર્થ**— તે રથસૈન્યમાં ઘૂસીને, પછી પૃથ્વીપુત્ર અર્જુન ઉત્તમ શસ્ત્રોથી સજ્જ સુશર્માની સાથે શિલાપર ઘસેલા કકપત્રવડે યુદ્ધ કરવાને નીકળી પડયો.

स तस्य शरवर्षाणि ववर्ष रथिनां वरः ।
तथा संशप्तकाश्चैव पार्थं बाणैः समार्पयन् ॥ ६ ॥

अन्वयः— स रथिनां वरः तस्य शरवर्षाणि ववर्ष, तथा संशप्तकाः च एव पार्थं बाणैः समार्पयन् ।

અર્થ— તે રથ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ યોદ્ધાએ તેના પર બાણનો વરસાદ વરસાવ્યો. તથા સંશપ્તક વીરોએ પણ અર્જુન પર બાણ છોડવાનું શરૂ કર્યું.

सुशर्मा तु ततः पार्थं विध्वा दशभिराशुगैः ।
जनार्दनं त्रिभिर्बाणैरहनद्दक्षिणे भुजे ॥ ७ ॥

अन्वयः— ततः सुशर्मा तु पार्थं दशभिः आशुगैः विध्वा जनार्दनं दक्षिणे भुजे त्रिभिः बाणैः अहनत् ।

અર્થ— પછી સુશર્માએ અર્જુન પર દસ બાણ મારીને શ્રીકૃષ્ણને જમણા હાથ પર ત્રણ બાણ માર્યાં.

ततोऽपरेण भल्लेन केतुं विव्याध मारिष ।
स वानरवरो राजन् विश्वकर्मकृतो महान् ॥ ८ ॥
ननाद सुमहानादं भीषयाणो जगर्ज च ।

अन्वयः—हे मारिष ! ततः अपरेण भल्लेन केतुं विव्याधे , हे राजन् ! स महान् विश्वकर्मकृतः वानरवरः भीषयाणः सुमहानादं ननाद जगर्ज च ।

અર્થ—હે ધૃતરાષ્ટ્ર ! પછી બીજા તીક્ષ્ણ બાણથી ધ્વજને વીંધી. હે રાજા ! ત્યારે તે મોટા વિશ્વકર્માનો બનાવેલ વાનરોમાં શ્રેષ્ઠ, ભયાનક શબ્દ કરવા લાગ્યો અને ત્વરાથી ગર્જવા લાગ્યો.

—:o:—

# પાઠ ૫૦

## સંધિ કરેલાં વાક્યો

हे मारिष ! तथा क्षत्रियाणा निमज्जने युद्धे वर्तमाने युधि गाण्डीवस्य महाघोष श्रूयते। हे राजन्! यत्र पाण्डव सशप्तकाना कोसलाना तथा नारायणबलस्य च कदनमकरोत्। जयगृद्धा प्रमन्यव संशप्तकास्तु समरे पार्थमूर्ध्नि शरवृष्टीरपातयन्। हे राजन्! सहसा ता वृष्टीर्धारयन्तरसा च रथिना वरान्विनिघ्नन्प्रभु पार्थो रणे व्यगाहत। तद्रथानीक विगाह्य तत पार्थो वरायुध सुशर्माण शिलाशितै कङ्कपत्रैराससाद। स रथिना वरस्तस्य शरवर्षाणि ववर्ष, तथा संशप्तकाश्चैव पार्थं बाणै समार्पयन्। तत सुशर्मा तु पार्थं दशभिराशुगैर्विध्वा जनार्दन दक्षिणे भुजे त्रिभिर्बाणैरहनत्। हे मारिष ! ततोऽपरेण भल्लेन केतु विव्याध। हे राजन्! महान्विश्वकर्मकृतो वानरवरो भीषयाण सुमहामहानाद ननाद जगर्ज च॥

### समास

क्षत्रिय – क्षतात् त्रायते इति क्षत्रिय। ( દુ ખથી મુક્તિ અપાવનાર )

वर्तमान– वर्तते तत् वर्तमान ( જે છે )

नारायणबल– नारायणाना बल ( નારાયણોનુ બળ )

जयगृद्धा – जये गृद्धा जयगृद्धा। (વિજયની ઇચ્છા વાળો)

प्रमन्यव – प्रकर्षेण मन्यु येषा ते प्रमन्यव। (ભારે ક્રોધવાળો)

पार्थमूर्धा – पार्थस्य मूर्धा पार्थमूर्धा । ( અર્જુનનું માથું )
शरवृष्टि – शराणां वृष्टिः शरवृष्टिः ( બાણોનો વરસાદ )
पार्थ – पृथाया अपत्यं पुमान् पार्थ । ( કુન્તી પુત્ર )
आशुग – आशु गच्छतीत्याशुग । ( ઝડપથી ચાલ ચાલનાર )
विश्वकर्मकृत – विश्वकर्मणा कृत विश्वकर्मकृत । ( વિશ્વકર્માએ બનાવેલુ )
वानरवर – वानरेषु वर वानरवर । ( વાનરોમા શ્રેષ્ઠ )
भीषयाण – भीषयतेऽसौ भीषयाण । ( ભય જનક )
सुमहानादं – महाश्च असौ नादश्च महानाद । शोभन महानाद सुमहानाद । ( સારો મોટો અવાજ )
रथी – रथोऽस्यास्तीति । ( રથમા બેસનાર )
रथानीकं – रथानां अनीकं । ( રથસેના )
जनार्दन – जनं ( જન્મ ) अर्दयति इति । ( જન્મનો નાશ કરનાર અર્થાત્ મુક્તિ દેનાર )
महाघोष – महान् च असौ घोष च महाघोष ।
वरायुधं – वरं च तत् आयुधं च वरायुधम् ।
अपर – न पर अपर

—०—:०:—

## પાઠ ૫૧

कपेस्तु निनदं श्रुत्वा सन्त्रस्ता तव वाहिनी ।
भयं विपुलमाधाय निश्चेष्टा समपद्यत ॥
(म भा कर्ण अ. ५३)

अन्वय —कपेः तु निनदं श्रुत्वा तव वाहिनी संत्रस्ता, विपुलं भयं आधाय निश्चेष्टा समपद्यत ।

અર્થ— વાનરનો અવાજ સાભળીને તારી સેના ભયભીત થઇ ગઇ. ઘણીજ ભયભીત બનીને મૂર્છા પામી

ततः सा शुशुभे सेना निश्चेष्टाऽवस्थिता नृप ।
नानापुष्पसमाकीर्णं यथा चैत्ररथं वनम् ॥ १० ॥

अन्वय – हे नृप ! ततः निश्चेष्टा अवस्थिता सा सेना शुशुभे, यथा नानापुष्पसमाकीर्णं चैत्ररथं वनम् ॥

અર્થ— હે રાજા ! પછી જડ બની ઉભેલી તે સેના એવી તો શોભવા લાગી કે જાણે વિવિધ પ્રકારના ફૂલો વાળુ ચૈત્રરથ નામનુ વન શોભતુ હોય

प्रतिलभ्य ततः संज्ञा योधास्ते कुरुसत्तम ।
अर्जुनं सिषिचुर्बाणैः पर्वतं जलदा इव ॥ ११ ॥

अन्वय — हे कुरुसत्तम ! ततः ते योधाः संज्ञा प्रतिलभ्य बाणैः अर्जुनं सिषिचुः, जलदाः पर्वतं इव ।

અર્થ— હે કુરૂશ્રેષ્ઠ ! પછી તે વીરો ચેતન બનીને બાણોને અર્જુન પર વરસાવવા લાગ્યા, જેમ કે વાદળા પર્વત પર વૃષ્ટિ કરે છે

परिवव्रुस्ततः सर्वे पाण्डवस्य महारथम्।
निगृह्य तं प्रचुक्रुशुर्वध्यमानाः शितैः शरैः ॥ १२ ॥

अन्वयः– ततः सर्वे पाण्डवस्य महारथं परिवव्रुः। शितैः शरैः वध्यमानाः तं निगृह्य प्रचुक्रुशुः।

અર્થ— પછી બધા વીરોએ અર્જુનના મહારથીઓને ચારે બાજુથી ઘેરી લીધા. તીક્ષ્ણ બાણોથી પીડા પામીને તે વીરો અર્જુનને પકડીને કોલાહલ કરવા લાગ્યા.

ते हयान् रथचक्रे च रथेषां चापि मारिष।
निग्रहीतुमुपाक्रामन् क्रोधाविष्टाः समन्ततः ॥ १३ ॥

अन्वयः— हे मारिष ! ते क्रोधाविष्टाः हयान्, रथचक्रे च, रथेषां च अपि, समन्तात् निग्रहीतुं उपाक्रामन्।

અર્થ—હે ધૃતરાષ્ટ્ર ! તેઓ ક્રોધાતુર બનીને ઘોડાઓને, રથના પૈડાને અને જુંસરીને પણ ચારે બાજુથી પકડવા લાગ્યા.

निगृह्य तं रथं तस्य योधास्ते तु सहस्रशः।
निगृह्य बलवत् सर्वे सिंहनादमथानदन् ॥ १४ ॥

अन्वयः– ते तु सहस्रशः योधाः तस्य तं रथं निगृह्य सर्वे बलवत् निगृह्य अथ सिंहनादं अनदन्।

અર્થ— તે હજારો વીર તેના તે રથને ખૂબ જોરથી પકડીને પછી સિંહનાદ કરવા લાગ્યા.

अपरे जगृहुश्चैव केशवस्य महाभुजौ।
पार्थमन्ये महाराज रथस्थं जगृहुर्मुदा ॥ ५ ॥

अन्वयः- अपरे केशवस्य महाभुजौ जगृहु, हे महाराज! अन्ये रथस्थं पार्थं मुदा जगृहुः ।

અર્થ— બીજાએ કેશવની મોટી ભૂજાઓને પકડી લીધા હે મહારાજ! બીજા કેટલાકે રથમાં રહેલા પૃથાપુત્ર અર્જુનને આનંદથી પકડી લીધો.

केशवस्तु ततो बाहू विधुन्वन् रणमूर्धनि ।
पातयामास तान् सर्वान् दुष्टहस्तीव हस्तिपान् ॥ १६ ॥

अन्वय.- केशव. तु तत बाहू विधुन्वन् रणमूर्धनि तान् सर्वान् पातयामास, दुष्टहस्ती हस्तिपान् इव ।

અર્થ— પછી કેશવે હાથો વડે ઝટકો મારીને બધાને રણમેદાનમાં ગબડાવી પાડ્યા, જેમ દુષ્ટ હાથી મહાવતોને ગબડાવે છે, તેમ.

वाचन पाठः

कपेः तु निनदं श्रुत्वा तव वाहिनी सन्त्रस्ता । विपुलं भयं आधाय निश्चेष्टा समपद्यत । हे नृप! ततः निश्चेष्टा अवस्थिता सा सेना तथा शुशुभे यथा नानापुष्पसमाकीर्णं चैत्ररथं वनम् ।

हे कुरुसत्तम! ततः ते योधा संज्ञां प्रतिलभ्य बाणैः अर्जुनं सिषिचु । जलदा पर्वतं इव । तत सर्वे पाण्डवस्य महारथं परिवव्रुः । शितै शरैः वध्यमाना तं निगृह्य प्रचुक्रुशु । हे मारिष! ते क्रोधाविष्टा हयान्, रथचक्रे च रथेषा च अपि समन्तात् निग्रहीतुं उपाक्रमन् ।

—.०.—

कर्णो ह्येको रणे हन्ता पाण्डवान् सृञ्जयैः सह ।
इति दुर्योधनः सूत प्राब्रवीन्मां मुहुर्मुहुः ॥ २ ॥
पराजितं तु राधेयं दृष्ट्वा भीमेन संयुगे ।
ततः परं किमकरोत् पुत्रो दुर्योधनो मम ॥ ३ ॥
( म. भा. कर्ण. अ. ५१

अन्वयः— हे संजय ! इदं दुष्करं कर्म भीमेन कृतम्। येन महाबाहुः कर्णः रथोपस्थे निपातितः । हे सूत ! हि एकः कर्णः सृञ्जयैः सह पाण्डवान् हन्ता इति दुर्योधनः मां मुहुर्मुहुः प्र-अब्रवीत् । भीमेन संयुगे तु राधेयं पराजितं दृष्ट्वा ततः परं मम पुत्रः दुर्योधनः किं अकरोत् ?

અર્થ— હે સંજય ! આ અઘરૂં કાર્ય ભીમે કર્યું. જેણે મોટી ભૂજવાળા કર્ણને રથના આગલા ભાગમાં ગબડાવ્યો. હે સૂત ! કારણ કે એકલો કર્ણજ સંજયની સાથે પાંડવોનો નાશ કરનાર છે, આ વાત દુર્યોધનને મેં વારંવાર કહી હતી. ભીમે યુદ્ધમાં રાધાપુત્ર કર્ણને પરાજિત કરેલો જોઈને પછી મારા પુત્ર દુર્યોધને શું કર્યું ?

સંધિ કરેલાં વાક્યો

दुष्करमिदं कर्म कृतं भीमेन । कर्णो महाबाहुर्येन रथोपस्थे निपातितः । हे सूत ! एको हि कर्णः सह सृञ्जयैः पाण्डवान् हन्तेति मां दुर्योधनो मुहुर्मुहुः प्राब्रवीत् । संयुगे तु भीमेन राधेयं पराजितं दृष्ट्वा ततः परं मम पुत्रो दुर्योधनः किमकरोत् ?

—:०:—

# पाठ ५३

## संस्कृत-वाचन-पाठः

अथ अर्जुनः परिक्रम्य तत् धनुः, अकरोत् प्रदक्षिणम्। देवं ईशानं वरदं प्रभु शिरसा प्रणम्य, कृष्ण च भगवन्तं मनसा ध्यात्वा, धनुः अर्जुन जगृहे। तदा सहस्रश ब्राह्मणाः तत्र स्वकीयानि चैलानि विन्यधुः। तत विलक्षिता च सर्वश तत्र हाहाकारान् चक्रुः। अत्र च नभसः समन्तात् पुष्पाणां वृष्टयः न्यपतन्। वादकाः तूर्याणि वादित्राणि च समवादयन्।

तत्र सूतानां मागधानां च संघा सुस्वरं तं अस्तुवन्। तं अर्जुनं दृष्ट्वा शत्रुविनाशकः राजा द्रुपद सन्तुष्टः अभवत्। सैनिकैः सह स पार्थस्य साहाय्यं कर्तु इयेष।

तदा तस्मै ब्राह्मणाय स्वकीयां कन्यां दित्सति नृपे द्रुपदे महीपालानां तेषां महान् आसीत् क्रोध। सर्वान् अस्मान् महीपतीन् तृणीकृत्य, अस्मान् अतिक्रम्य च, अयं द्रुपदः योषितां वरां श्रेष्ठां द्रौपदीं विप्राय दातुं इच्छति। एष वृक्ष आरोप्य फलसमये तं एव वृक्षं निपात्यते। यतः एष अस्मान् नृपतीन् न मन्यते, अतः एनं दुरात्मान निहन्म।

( २ )

हे धृतराष्ट्र! क्षत्रियाणां राज्ञां युद्धे वर्तमाने अर्जुनस्य गाण्डीवस्य महान् घोष श्रूयते। तत्र अर्जुन संशप्तकानां, कोसलदेशीयानां सर्वेषां सैनिकानां नारायणीयाना सैनिकाना च

# પાઠ ૫૨

## સંધિ કરેલાં વાક્યો

कपेस्तु निनदं श्रुत्वा तव वाहिनी सन्त्रस्ता। विपुलं भयमाधाय निश्चेष्टा समपद्यत। हे नृप! ततो निश्चेष्टाऽवस्थिता सा सेना शुशुभे, यथा नानापुष्पसमाकीर्णं चैत्ररथं वनम्। हे कुरुसत्तम! ततस्ते योधा संज्ञा प्रतिलभ्य बाणैरर्जुनं सिषिचुर्जलदा पर्वतमिव। तत सर्वे पाण्डवस्य महारथं परिवव्रु। शितैः शरैर्वध्यमानास्त निगृह्य प्रचुक्रुशु। हे मारिष! ते क्रोधाविष्टा हयान्रथचक्रं च रथेषा चापि, समन्ताचिग्रहीतुमुपक्रामन्। ते तु सहस्रशो योधास्तस्य तं रथं निगह्य, सर्वे बलवन्निगृह्याथ सिंहनादमनदन्। अपरे केशवस्य महाभुजौ जगृहु। हे महाराज! अन्ये रथस्थ पार्थं मुदा जगृहु। केशवस्तु ततो बाहू विधुन्वन् रणमूर्धनि तान्सर्वान् पातयामास दुष्टहस्ती हस्तिपानिव॥

समास।

संत्रस्ता- सम्यक्त्रस्ता सन्त्रस्ता। (ઘણોજ દુખી)

निश्चेष्टा निर्गता चेष्टा यस्या सा निश्चेष्टा (ચેતના વિનાનો)

नानापुष्पसमाकीर्ण- नानाविधैः पुष्पै समाकीर्णम् (અનેક પ્રકારના ફૂલો વાળું)

कुरुसत्तम अतिशयेन सन् सत्तम, कुरुषु सत्तम कुरुसत्तमः (કુરુવંશમાં જન્મેલામાં ઉત્તમ)

विनाश अकरोत्। जयस्य इच्छुका महाक्रोधिन संशप्तका वीरा अर्जुनस्य शिरसि शराणा वृष्टी अपातयन्। हे राजन्! ता शराणा वृष्टी सहसा धारयन् अर्जुन, तरसा रथिना श्रेष्ठान् विनिघ्नन्, रणप्रभु अर्जुन युद्धे व्यगाहत। तस्य रथसैन्य विगाह्य तत पार्थ श्रेष्ठायुधधारिण वीर सुशर्माण शिलाशितै कङ्कपत्रै शरै आससाद। सः रथिना श्रेष्ठ तस्य उपरि शरवर्षाणि ववर्ष। तथा संशप्तका च वीरा पार्थ बाण समार्पयन। तत सुशर्मा वीरश्रेष्ठ अर्जुन दशभि शरै विध्वा जनार्दनं भगवन्त दक्षिणे भुजे त्रिभि बाण अहनत्।

हे राजन् धृतराष्ट्र! तत अन्येन भल्लेन अर्जुनस्य केतु स विव्याध। तत विश्वकर्मणा कृत महान् वानरवर भीषयाण सुमहानाद ननाद जगर्ज च।

तस्य वानरस्य निनदं श्रुत्वा तव सैन्य सन्त्रस्तम्। विपुलं भय आधाय तव सैन्य निश्चेष्ट समपद्यत। हे राजन्! तदा निश्चेष्टा सा सेना तथा शुशुभे यथा नानापुष्पसमाकीर्णं चैत्ररथ वनम्।

हे कुरुश्रेष्ठ! तत ते सैनिका पुन सञ्ज्ञा प्राप्य, अर्जुन निशितै बाणै सिषिचु। तत ते सर्वे सैनिका पाण्डवस्य अर्जुनस्य महा त रथ परिवव्रु। तीक्ष्णै बाणै विध्यमाना ते सर्वे सैनिका त निगृह्य प्रचुक्रुशु। हे धृतराष्ट्र! ते क्रोधाविष्टा सैनिका गजान् रथचक्रे च समन्तात् निग्रहीतु उपाक्रमन्।

+—o—+

ॐ

ભાગ ૪

# સંસ્કૃત–સ્વયં–શિક્ષક

(સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનો સહેલો ઉપાય)

ચોથો ભાગ


લેખક

પં. શ્રીપાદ દામોદર સાતવળેકર



સંવત્ ૨૦૦૮, શક ૧૮૭૩, ઈ સ ૧૯૫૧

સ્વાધ્યાય-મંડળ, પારડી (જિ. સૂરત)

# નામોનાં રૂપ

—o-:o:—

નામની સાતે વિભક્તિઓનાં રૂપ બનાવવાની રીત આ પુસ્તકમાં આપવાની શરૂઆત કરી છે. વાંચક સારી રીતે અભ્યાસ કરશે તો તેને સંસ્કૃત વાક્યો બનાવવાનો ઉત્તમ (અભ્યાસ) મહાવરો થશે.

સાથે સાથે ક્રિયાઓનાં રૂપ પણ બતાવવામાં આવ્યા છે. એવા અભ્યાસથી વાંચક પોતેજ ક્રિયાપદ બનાવી તેનો ઉપયોગ કરી શકશે.

આશા છે, કે વાચક એનો યોગ્ય અભ્યાસ કરી લાભ ઉઠાવશે.


સ્વાધ્યાય-મંડળ
'આનંદાશ્રમ'
પારડી (જિ. સુરત)

લેખક
શ્રીપાદ દામોદર સાતવળેકર



મુદ્રક અને પ્રકાશક— વસંત શ્રીપાદ સાતવળેકર,
સ્વાધ્યાય-મંડળ, ભારત મુદ્રણાલય,
'આનંદાશ્રમ' પારડી (જિ. સુરત)

ॐ

# સંસ્કૃત-સ્વયં-શિક્ષક

-o:-:o.-

ભાગ ચોથો

—:*....*:—

## પાઠ ૧

સંસ્કૃતમાં " વચન " ત્રણ છે. ભાષામાં માત્ર બે જ ( વચન ) છે. એક સંખ્યાને " એકવચન " કહે છે, અને અનેક સંખ્યાને ' અનેક વચન ' કહે છે, જેમકે—

एकः अश्वः = એક ઘોડો ( એકવચન )
बहवः अश्वाः = ઘણાં ઘોડા ( અનેક વચન )

પરંતુ સંસ્કૃતમાં એની વચ્ચે એક ' દ્વિવચન ' પણ આવે છે, જેમકે—

एकः गजः = એક હાથી ( એકવચન )
द्वौ गजौ = બે હાથી ( દ્વિવચન )
बहवः गजाः = ઘણાં હાથી ( બહુ વચન )

અન્ય ભાષાઓના વ્યવહારમાં અને સંસ્કૃત ભાષાનાં વ્યવહારમાં આ વચનોનાં ભેદ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

*

અત્યાર સુધીમાં વાંચકે એક વચનનાં રૂપ બનાવવાની યોગ્યતા મેળવી છે, અને એવાં રૂપ બનાવીને કેટલાંયે વાકય પણ બનાવતાં શીખ્યા છે. માટે હવે ત્રણે વચનોનાં રૂપ બનાવવાની રીત બતાવવાનો વિચાર કર્યો છે. આશા છે, કે વાંચક આ પાઠનું યોગ્ય અધ્યયન કરીને શબ્દોનાં રૂપ બનાવવાની યોગ્યતા પ્રાપ્ત કરશે.

'અકારાન્ત' નર જાતિનાં શબ્દોની સાત વિભકિતઓ અને ત્રણે વચનોનાં રૂપ આ પ્રમાણે થાય છે—

गजः (હાથી)

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| प्रथमा | गजः | गजौ | गजाः |
| संबोधन | (हे) गज ! | (हे) गजौ ! | (हे) गजाः ! |
| द्वितीया | गजं | गजौ | गजान् |
| तृतीया | गजेन | गजाभ्यां | गजैः |
| चतुर्थी | गजाय | गजाभ्यां | गजेभ्यः |
| पंचमी | गजात् | गजाभ्यां | गजेभ्यः |
| षष्ठी | गजस्य | गजयोः | गजानाम् |
| सप्तमी | गजे | गजयोः | गजेषु |

એનો અર્થ નીચે પ્રમાણે થાય છે—

१ गजः – એક હાથી
प्रथमा २ गजौ – બે હાથી
३ गजाः – ઘણાં હાથી

१ गज -- ( હે ) એક હાથી !<br>
सवोधन २ गजौ -- ( હે ) બે હાથીઓ !<br>
३ गजा -- ( હે ) ઘણાં હાથીઓ !

१ गजं - એક હાથીને<br>
द्वितीया २ गजौ -- બે હાથીઓને /<br>
३ गजान् - ઘણાં હાથીઓને

१ गजेन · એક હાથીએ<br>
तृतीया २ गजाभ्यां- બે હાથીઓએ<br>
३ गजैः - ઘણા હાથીઓએ

१ गजाय -- એક હાથીને માટે<br>
चतुर्थी २ गजाभ्यां-બે હાથીને માટે<br>
३ गजेभ्यः - ઘણાં હાથીઓને માટે

१ गजात् - એક હાથીથી<br>
पंचमी २ गजाभ्यां- બે હાથી વડે<br>
३ गजेभ्यः -- ઘણાં હાથી વડે

१ गजस्य - એક હાથીનાં<br>
षष्ठी २ गजयो· - બે હાથીઓનાં<br>
३ गजानां - ઘણાં હાથીઓનાં

१ गजे - એક હાથીમાં<br>
सप्तमी २ गजयो - બે હાથીઓમાં<br>
३ गजेषु - ઘણાં હાથીઓમાં

અગાઉનાં ભાગોમાં અકારાન્ત પુલ્લિંગ શબ્દો ઘણાં આવ્યા છે. તેનાં રૂપો વાંચક જાતેજ આ પ્રમાણે બનાવી શકે છે. એકવચનનાં રૂપ તો વાંચક જાતે બનાવી શકે છે જ.

**દ્વિવચનનાં રૂપ**–પ્રથમા, સંબોધન અને બીજીના સરખાંજ છે. ત્રીજી, ચોથી અને પંચમીનાં પણ એક સરખાંજ થાય છે, તથા છઠ્ઠી અને સાતમીનાં પણ સરખાં થાય છે. વાંચક આ **સમાનતા** ને ધ્યાનમાં લેશે તો દ્વિવચનનાં રૂપ બનાવવાં તેને માટે સહેલાં થઇ પડશે.

**બહુવચનનાં રૂપ**–પ્રથમા અને સંબોધનના પરસ્પર સરખાં છે. ચોથી અને પાંચમીના પણ સમાન છે.

આ સમાનતા વાંચકોનાં ધ્યાનમાં આવવાને માટે એક બીજા શબ્દનાં પણ રૂપ બતાવવામાં આવે છે—

हस्तः ( હાથ )

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| १ | हस्तः | हस्तौ | हस्ताः |
| सं० | (हे) हस्त ! | (हे) ,, | (हे) ,, |
| २ | हस्तं | ,, | हस्तान् |
| ३ | हस्तेन | हस्ताभ्यां | हस्तैः |
| ४ | हस्ताय | ,, | हस्तेभ्यः |
| ५ | हस्तात् | ,, | ,, |
| ६ | हस्तस्य | हस्तयोः | हस्तानाम् |
| ७ | हस्ते | ,, | हस्तेषु |

જે રૂપ ઉપરનાં રૂપ જેવાજ થાય છે, ત્યાં ( " ) આ ચિન્હ મૂકયુ છે.

### વાકય

सः मनुष्यः पादाभ्यां गच्छति = તે માણુસ ( બે ) પગે જાય છે.
अहं कर्णाभ्यां शृणोमि = હુ ( બે ) કાનોથી સાભળુ છું.
गजेभ्यः जलं देहि = ( ઘણા ) હાથીઓને માટે પાણી આપ.
तत्र गजानां पंक्तिः अस्ति = ત્યા ( ઘણાં ) હાથીઓનુ ટોળુ છે.
सः बाल शब्दानां प्रयोगं जानाति = તે બાળક ( ઘણા ) શબ્દોના પ્રયોગ જાણે છે.
अश्वानां शब्दं शृणु = [ ઘણા ] ઘોડાઓનો અવાજ સાભળ.
सः नराणां पालकः अस्ति = તે માણસોનો પાલક છે.

### સંધિ કરેલાં વાકયો.

स नराणां पालकोऽस्ति। गजेभ्यो जलं देहि। तत्र गजानां पंक्तिरस्ति। पंक्तिर्नास्ति तत्र गजानाम्। पालको नराणां सोऽस्ति। त्वं देहि जलं गजेभ्यः। अस्ति पंक्तिस्तत्र गजानाम्। तत्र नास्ति पंक्ति- र्गजानाम्।

—o—

## પાઠ ૨

આ પાઠમાં પણ પુનઃ અકારાન્ત નર જાતિનાં શબ્દોનાં રૂપો બનાવવાની રીત બતાવી છે—

નરઃ (માણસ)

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| १ | नरः | नरौ | नराः |
| सं० | (हे) नर ! | (हे) ,, | (हे) ,, |
| २ | नरम् | ,, | नरान् |
| ३ | नरेण | नराभ्याम् | नरैः |
| ४ | नराय | ,, | नरेभ्यः |
| ५ | नरात् | ,, | नरेभ्यः |
| ६ | नरस्य | नरयोः | नराणाम् |
| ७ | नरे | ,, | नरेषु |

જે રૂપો સમાન થાય છે તે જગ્યાએ [ " ] આ ચિન્હ મૂક્યું છે. વાંચકે એને સારી પેઠે ધ્યાનમાં લેવું.

આ રૂપો યાદ રાખવાથી વાંચક ઘણીજ સરળતાથી વિભક્તિઓનાં રૂપ બનાવી શકે છે.

એનો હવે ઉપયોગ જુઓ—

" प्रथमा "

एकः नरः तत्र अस्ति = એક માણસ ત્યાં છે.

द्वौ नरौ तत्र न स्तः = બે માણસો ત્યા નથી.
बहवः नराः अत्र सन्ति = ઘણાં માણસો અહીં છે.

"संबोधन"

हे नर ! त्वं किं करोषि ? = હે (એક) મનુષ્ય ! તું શું કરે છે ?
हे नरौ ! कुत्र गच्छथः ? = હે (બે) મનુષ્યો ! તમે કયાં જાઓ છો ?
हे नराः ! मद्वचनं शृणुत = હે (ઘણા) મનુષ્યો ! મારૂ વચન સાંભળો.

"द्वितीया"

धन पुरुषार्थिनं नरं आगच्छति = ધન પુરુષાર્થી મનુષ્ય પ્રતિ આવે છે.
स पुरुषः नरौ प्रति गच्छति = તે માણસે [બે] મનુષ્યો તરફ જાય છે.
त्वं तान् नरान् अत्र आनय = તું તે (ઘણાં) માણસોને અહીં લાવ.

"तृतीया"

तेन नरेण इदानीं किं कृतम् ? = તે માણસે હમણા શું કર્યું ?
नराभ्यां न किमपि कृतम् = (બે) મ ણસોએ કઇ પણ કર્યું નહિ.
सर्वैः नरैः किं उक्तम् ? = બધા મનુષ્યોએ શું કહ્યુ ?

"चतुर्थी"

त्वं तस्मै नराय किं ददासि ? = તું તે માણસ માટે શુ આપે છે ?
नराभ्यां उदकं देहि = ( બે ) માણસો માટે પાણી આપો.

सः नरेभ्यः अन्नं ददाति = તે ( ઘણા ) માણસો માટે અન્ન આપે છે.

"पंचमी"

तस्मान् नरात् मया धनं लब्धं = તે મનુષ્યથી મેં ધન પ્રાપ્ત કર્યું.
ताभ्यां नराभ्यां त्वं किंइच्छसि ? = તે (બે) મનુષ્યોથી (પાસેથી) તમે શું ચાહો છો ?
नीचेभ्य नरेभ्य त्वं अत्र आगच्छ = નીચ મનુષ્યોથી તું અહીં આવ.

"षष्ठी"

तस्य नरस्य प्रशस्तं रूपं अस्ति = તે મનુષ્યનું યોગ્ય રૂપ છે
तयो नरयो· इदानीं युद्धं जातं = તે ( બે ) મનુષ્યોનુ હવે યુદ્ધ થયું.
इदानीं तत्र नराणां महान् समूह· संमिलितः = હવે ત્યાં ( ઘણાં ) મનુષ્યોનુ મોટુ ટોળુ જમાય છે

"सप्तमी"

तस्मिन् नरे क विशेषः ? = તે માણસમાં શું વિશેષ છે ?
तयो नरयो न क अपि विशेष· = તે ( બે ) મનુષ્યોમાં કંઇ વિશેષ નથી.
नरेषु विद्वान् पुरुष प्रशस्यते = મનુષ્યોમા વિદ્વાન પુરુષ પ્રશંસા પામે છે

' અકારાન્ત ' નર જાતિ ' નર ' શબ્દોની સાતે વિભક્તિઓના રૂપો વાક્યોમા આ પ્રમાણે કરવામા આવે છે વાચકે આ પ્રમાણે રૂપો બનાવીને તે રૂપો વડે અનેક સંસ્કૃત વાક્યો બનાવવાનો અભ્યાસ કરવો.

## अकारान्त पुर्लिंग शब्द

| | | | |
|---|---|---|---|
| स्वाध्याय | = સ્વઅધ્યયન | कोविदः | = જ્ઞાની |
| सज्जन | = સત્પુરુષ | त्याग | = દાન |
| आर्य | = આર્ય | जय | = વિજય |
| वर्ण | = રંગ | बुध | = વિદ્વાન |
| आश्रम | = આશ્રમ | आचार्य | = આચાર્ય |
| याग | = યજ્ઞ | उपवास | = ઉપવાસ |

વાક્ય

त्वं किं स्वाध्यायं न करोषि ? = તુ સ્વાધ્યાય કેમ કરતો નથી

तव गुरुः सज्जन अस्ति । = તારો અધ્યાપક સજ્જન છે

आर्येण किं अधीतम् ? = આર્યે શુ અધ્યયન કર્યું ?

शास्त्रेषु कोविदः अत्र न कः अपि अस्ति = શાસ્ત્રોમા જ્ઞાની અહીં કોઇ પણ નથી

य धनस्य त्याग करोति स एव त्यागी इति उच्यते = જે ધનનુ દાન આપે છે, તે ત્યાગી કહેવાય છે.

अहं जयाय यत्नं करोमि = હું વિજય માટે યત્ન કરૂં છું.
अद्य अहं उपवासं करोमि = આજે હું ઉપવાસ કરૂં છું.

## સંધિ કરેલાં વાક્યો.

आर्येण किमधीतम् ? किमधीतमार्येण ? किमार्येणाधीतम् ? आर्येणाधीतं किम् ? शास्त्रेषु कोविदोऽत्र न कोऽप्यस्ति । अत्र न कोऽपि शास्त्रेषु कोविदोऽस्ति । कोविदः शास्त्रेष्वत्र न कोऽप्यस्ति । कोऽपि नास्त्यत्र कोविदः शास्त्रेषु । अद्याहमुपवासं करोमि । करोम्युपवासमद्याहम् । अहमद्य करोम्युपवासम् । उपवासमहमद्य करोमि । करोम्यहमद्योपवासम् । यो धनस्य त्यागं करोति स एव त्यागीत्युच्यते । यः करोति त्यागं धनस्य स एवोच्यते त्यागीति । त्यागीति स एवोच्यते यस्त्यागं धनस्य करोति । उच्यते स एव त्यागीति यः करोति धनस्य त्यागम् । करोति यो धनस्य त्यागं स एवोच्यते त्यागीति ।

—:*:—

# પાઠ ૩

પૂર્વનાં બે પાઠોમાં નામનાં ત્રણે વચનો વિષે થોડો વિચાર કર્યો છે. નામોનાં વચનોની સાથે સાથે ક્રિયાઓનો પણ વિચાર કરવો જરૂરી છે. માટે આ પાઠમાં ક્રિયાઓનો ઓછો ખ્યાલ કર્યો છે. જે પ્રમાણે નામોની વિભક્તિનાં રૂપોમાં એકવચન, દ્વિવચન અને બહુવચન એવાં ત્રણ વચન હોય છે, એજ પ્રમાણે ક્રિયાઓમાં પણ ત્રણ વચન હોય છે. જેમકે—

વર્તમાન કાળ

"वद्" (બોલવું)

| પુરુષ | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| પહેલો પુરુષ | वदामि | वदावः | वदामः |
| બીજો પુરુષ | वदसि | वदथः | वदथ |
| ત્રીજો પુરુષ | वदति | वदतः | वदन्ति |

વર્તમાનકાળ = જે વર્તમાન સમયનું વર્ણન કરે છે તેને વર્તમાન કાળ કહે છે.

૧ "वदामि" નો અર્થ "હું અત્યારે ( હમણાં ) બોલું છું."

૨ ભૂતકાળ = જે ભૂત અર્થાત્ ગયા વખતની સ્થિતિ બતાવે છે તે.

૩ ભવિષ્યકાળ = જે હવે પછી આવનારો વખત બતાવે છે તે.

વર્તમાન કાળનાં રૂપ ઉપર આપ્યાં છે, ભૂત અને ભવિષ્ય કાળનાં રૂપ પાછળથી આપવામાં આવશે.

ઉપર ત્રણ પુરુષો આપ્યા છે, તેનો અર્થ આ પ્રમાણે છે—

उत्तम पुरुष = " હું " એવો અર્થ બતાવનાર. એને ભાષામાં " પ્રથમ પુરુષ " પણ કહે છે.

मध्यम पुरुष = ' તૂ ' એવો અર્થ બતાવનાર. એને ભાષામાં ' દ્વિતીય પુરુષ ' પણ કહે છે.

तृतीय पुरुष = ' ते ' અથવા ' ત્રીજો ' એવો અર્થ બતાવનાર. એને સંસ્કૃતમાં ' प्रथम पुरुष ' કહે છે, અને ભાષામાં ' તૃતીય પુરુષ ' કહે છે.

વાકય બનાવવા પહેલાં ( अहं ) હું અને ( त्वं ) તું નાં ત્રણે વચનોનાં રૂપ જાણવાની જરૂર છે. માટે તે રૂપો અહીં આપવામાં આવે છે—

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ( उत्तम पुरुष ) | अहं | आवां | वयं |
| प्रथमा | ( હું ) | ( અમે બે ) | ( અમે બધાં ) |
| ( मध्यम पुरुष ) | त्वं | युवां | यूयं |
| प्रथमा | ( તુ ) | ( તમે બે ) | ( તમે બધાં ) |
| ( तृतीय पुरुष ) | सः | तौ | ते |
| प्रथमा | ( તે ) | ( તેઓ બે ) | ( તેઓ બધાં ) |

ત્રીજા પુરુષની જગ્યાએ કોઇ પણ નામનો ઉપયોગ કરવામાં આવે છે; પરંતુ ઉત્તમ અને મધ્યમ પુરુષોનાં સ્થાનપર જણાવેલાં સર્વનામોના શબ્દોના જ પ્રયોગ થાય છે. જણાવેલી ક્રીયાના રૂપોની સાથે એક એક શબ્દ પહેલાં, બીજા અને ત્રીજા પુરુષનો જોડીને વાક્ય બને છે, પહેલા પુરુષની ક્રિયાઓની સાથે ક્રમશઃ વચનોનાં અનુસાર પહેલા પુરુષનાં સર્વનામ તથા બીજાઓની સાથે અન્ય જોડાય છે. જુઓ—

"उत्तम पुरुष"

१ अहं वदामि = હું બોલું છું.
२ आवां वदावः = અમે ( બે ) બોલીએ છીએ.
३ वयं वदामः = અમે ( બધા ) બોલીએ છીએ.

"मध्यम पुरुष"

१ त्वं वदसि = તું બોલે છે.
२ युवां वदथः = તમે ( બે ) બોલો છો.
३ यूयं वदथ = તમે ( બધા ) બોલો છો.

"तृतीय पुरुष"

१ सः वदति = તે બોલે છે.
२ तौ वदतः = તે ( બે ) બોલે છે.
३ ते वदन्ति = તે ( બધા ) બોલે છે.

—અથવા—

१ रामः वदति = રામ બોલે છે.
२ रामलक्ष्मणौ वदतः = રામલક્ષ્મણ બોલે છે.
३ मनुष्याः वदन्ति = ( બધા ) માણસો બોલે છે.

આ રીતિ સારી પેઠે ધ્યાનમાં આવે એ માટે થોડાં વાક્યો અહીં આપવામાં આવે છે—

१ अहं गच्छामि = હું જાઉં છું.
२ आवां गच्छावः = અમે ( બે ) જઇએ છીએ.
३ वयं गच्छामः = અમે ( બધા ) જઇએ છીએ.
१ त्वं गच्छसि = તું જાય છે.
२ युवां गच्छथः = તમે ( બે ) જાઓ છો.
३ यूयं गच्छथ = તમે ( બધાં ) જાઓ છો.
१ सः गच्छति = તે જાય છે.
२ तौ गच्छतः = તે ( બે ) જાય છે.
३ ते गच्छन्ति = તે ( બધા ) જાય છે.

—किंवा—

१ मनुष्यः गच्छति = માણુસ જાય છે.
२ मनुष्यौ गच्छतः = ( બે ) માણુસ જાય છે.
३ मनुष्याः गच्छन्ति = ( બધા ) માણુસ જાય છે.

પ્રત્યેક વચનના રૂપની સાથેજ ક્રિયાનું તેજ વચનનું રૂપ લાગે છે. ભાષામાં ક્રિયામાં પણ માત્ર બે વચનજ છે, પરંતુ સંસ્કૃતમાં ત્રણ વચન છે. વાંચકે એનો ઉપયોગ ખાસ ધ્યાનપૂર્વક તપાસવો અને યાદ રાખવો જેથી આગળ ભૂલ ન થાય.

આ વિષય અત્યંત મહત્વનો છે, માટે ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

—o:—:o—

# પાઠ ૪

હવે આ પાઠમાં કેટલાક અકારાન્ત શબ્દ આપવામાં આવે છે. એનાં રૂપ અગાઉ લખ્યા પ્રમાણેના નિયમો અનુસારજ કરવાં.

શબ્દ ( અકારાન્ત પુલ્લિંગ )

| | | | |
|---|---|---|---|
| ग्रामः | = ગામ | अपूप | = માલપૂડો |
| आपणः | = બજાર | सूपः | = દાળ |
| लेखक. | = લેખક | ओदनः | = ભાત |
| पर्वत | = પહાડ | रथ | = રથ, ગાડી |
| मार्गः | = માર્ગ, રસ્તો | अर्भकः | = છોકરો |
| चरणः | = પગ | प्रसा : | = મહેરબાની, કૃપા |
| मूपकः | = ઉંદર | रक्षकः | = રક્ષણ કરનાર |
| वत्सः | = વાછરડો | सेवकः | = નોકર |

વાક્યો

अहं ग्रामं गच्छामि = હું ગામમાં જાઉં છું.
सः ग्रामात् आगच्छति = તે ગામથી આવે છે.
तौ ग्रामं गच्छतः = તે ( બે ) ગામ જાય છે.
ते मनुष्याः ग्रामात् आगच्छन्ति = તે માણસો ગામથી આવે છે.
सेवकः आपणं गच्छति = નોકર બજાર જાય છે.
सेवकौ आपणं गच्छतः = ( બે ) નોકર બજાર જાય છે.
सेवकाः आपणं गच्छन्ति = ( ઘણાં ) નોકર બજાર જાય છે.

तव लेखकः कदा आगमिष्यति ? = તારો લેખક ક્યારે આવશે?
मम लेखकौ अधुना आगमिष्यतः = મારા (બે) લેખક હવે આવશે.
ते सर्वे पुरुषाः श्वः आगमिष्यन्ति = તે બધા માણુસો કાલે આવશે.
हिमपर्वतस्य मार्गं त्वं जानासि किम् ? = શું હિમપર્વતનો માર્ગ તું જાણે છે?
तव वत्सः किं करोति ? = તારો વાછરડો શું કરે છે ?
मम द्वौ वत्सौ धावतः = મારા બે વાછરડા દોડે છે.
तस्य पुत्र तत्र धावति = તેનો છોકરો ત્યાં દોડે છે.
मम सर्वे पुत्राः इदानीं धावन्ति = મારા બધા પુત્રો હવે દોડે છે.

વાક્ય

. હવે આ બધી વિભક્તિનો ખ્યાલ આપના ધ્યાનમાં આવ્યો હશે તો, આપ નીચે લખેલાં વાક્યો સહેલાઈથી સમજી શકશો.

त्वं कुत्र गच्छसि ? युवां कुत्र गच्छथः ? यूयं कदा अत्र आगच्छथ ? अहं तत्र न गच्छामि। आवां तत्र न गच्छावः। वयं कदापि तत्र न गच्छामः।

तत्र त्वं किं न गच्छसि ? तत्र युवां किं न गच्छथः ? तत्र यूयं किं न गच्छथ ? यत् अहं पठामि, तत् त्वं

किं न वदसि ? यत् अहं न पठामि, तत् युवां किं वदथः ? यत् अहं पठामि, तत् यूयं किं न वदथ ?

रामः इदानीं उद्यानं गच्छति । रामलक्ष्मणौ इदानीं उद्यानं गच्छतः । रामलक्ष्मणभरताः इदानीं उद्यानं गच्छन्ति ।

अद्य सः मनुष्यः आपणं गच्छति । अद्य तौ मनुष्यौ आपणं गच्छतः । अद्य ते मनुष्याः आपणं गच्छन्ति ।

श्वः अहं तत्र नैव गमिष्यामि । श्वः आवां तत्र नैव गमिष्यावः । श्वः वयं तत्र नैव गमिष्यामः ।

कदा तौ पाठशालां गच्छतः ? कदा ते ग्रामं गच्छन्ति ? कदा सः नगरं गच्छति ?

स सर्वदा नगरात् नगरं किं गच्छति ? तौ सदा ग्रामात् ग्रामं किं गच्छतः ? ते सर्वदा ग्रामात् ग्रामं किं गच्छन्ति ?

बालकः उद्यानं कदा गच्छति ? द्वौ बालकौ उद्यानं गत्वा पश्चात् आपणं गच्छतः । सर्वे बालकाः अध्ययनस्य पश्चात् भ्रमणाय गच्छन्ति ।

त्वं सायंकाले कुत्र गमिष्यसि ? युवां प्रातःसमये

कुत्र गमिष्यथः ? यूयं मध्याह्नसमये अत्र किं न आगच्छथ ?

अहं रात्रौ गुरोः गृहं गच्छामि । आवां दिनसमये पाठशालां गच्छावः । वयं अनध्यायसमये कुत्र अपि न गच्छामः ।

यथा अहं तत्र गच्छामि, तथा त्वं अपि तत्र आगच्छसि किम् ? अहं तत्र कथं गन्तुं शक्नोमि ? यदि त्वं आगमिष्यसि, तर्हि अहं अपि आगमिष्यामि ।

વાંચકે આ વાકયોમાં નામો અને ક્રિયાઓનાં વચનોનો સંબંધ તપાસવો. એક વચનનાં નામની સાથે એક વચનની ક્રિયા આવે છે, અને દ્વિવચનની સાથે દ્વિવચનની અને બહુવચનની સાથે બહુવચનની ક્રિયા આવે છે, આ ખાસ યાદ રાખવુ જોઇએ.

સંધિ કરેલાં વાકયો

यदहं पठामि तद्यूयं किं वदथ ? यदहं पठामि तदेव यूयं किं वदथ ? राम इदानीमुद्यानं गच्छति । गच्छतीदानीमुद्यानं रामः । रामो गच्छतीदानीमुद्यानम् । गच्छत्युद्यानमिदानीं रामः । इदानीं रामो गच्छत्युद्यानम् ।

--:÷:--

# પાઠ ૫

આ પાઠમા અકારાન્ત નામોના કેટલાક પ્રત્યય આપ્યા છે, એમને નામો સાથે જોડવાથી વિભક્તિના રૂપો સરળતાથી બનાવી શકાય છે—

વિભક્તિનાં પ્રત્યય

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| १ | –ः | –औ | –अः |
| सं० | — | –,, | ,, |
| २ | –म् | ,, | –अन् |
| ३ | –इन | –आभ्यां | –ऐः |
| ४ | –आय | –,, | –इभ्यः |
| ५ | –आत् | –,, | –,, |
| ६ | –स्य | –योः | –अनां |
| ७ | –इ | –,, | –इषु |

આ પ્રત્યયોને અકારાન્ત પુલ્લિંગ નામોની સાથે જોડીને વિભક્તિઓના રૂપ બનાવો—

| | | | |
|---|---|---|---|
| १ | मोदकः | मोदकौ | मोदकाः |
| सं० | (हे) मोदक | (हे) ,, | (हे) ,, |
| २ | मोदकं | ,, | मोदकान् |
| ३ | मोदकेन | मोदकाभ्यां | मोदकैः |
| ४ | मोदकाय | ,, | मोदकेभ्यः |

| | | | |
|---|---|---|---|
| ૫ | मोदकात् | मोदकाभ्यां | मोदकेभ्यः |
| ६ | मोदकस्य | मोदकयोः | मोदकानां |
| ७ | मोदके | ,, | मोदकेषु |

વાંચકે આ નામોનાં પ્રત્યયોનો અનુભવ કરવો અને આ પ્રમાણે પ્રત્યયો યાદ રાખીને નામોનાં રૂપ બનાવવાનો પ્રયત્ન કરવો. એક વાર આ રીત સારી પેઠે ધ્યાનમાં આવી જશે તો પછી કંઇ પણ મુશ્કેલી રહેશે નહિ.

હવે થોડા અકારાન્ત પુલ્લિંગ શબ્દ મોઢે કરો અને તેમના પહેલાંની જેમ રૂપ બનાવો.

### अकारान्त पुल्लिंग शब्द ।

| | |
|---|---|
| आम्रः = કેરી | वृक्षः = વૃક્ષ |
| वेदः = વેદ | मन्त्रः = મંત્ર |
| दण्डः = દંડ, લાકડી | धूम्रः = ધુમાડો |
| लोभः = લોભ | कुमारः = છોકરો |
| वासः = રહેવું | समुद्रः = સાગર, સમુદ્ર |
| स्वरः = અવાજ | रसः = રસ |
| जनः = મનુષ્ય | इन्द्रः = ઇન્દ્ર, પ્રમુખ. |

વાક્ય

अहं आम्रं खादामि = હું કેરી ખાઉં છું.
आवां आम्रौ खादावः = ( બે ) અમે ( બે ) કેરી ખાઇએ છીએ.
वयं आम्रौ खादामः = અમે ( બધા ) બે કેરી ખાઇએ છીએ.

વાચકે આમા એક ખાસ વાત પર ધ્યાન આપવાનું છે દરેક વાક્યમા " કર્તા " હોય છે ક્રિયાનો કરનાર કર્તા હોય છે ઉપલા વાક્યોમા ખાવાની ક્રિયા કરનાર શબ્દ કર્તા છે પહેલા વાક્યમા " अहं " એ કર્તા છે કર્તાના વચન પ્રમાણે જ ક્રિયાના વચન થાય છે પહેલા વાક્યમા કર્તાનુ એકવચન છે, એટલા માટે ક્રિયા પણ એક વચનમા બની છે બીજા વાક્યમા કર્તા દ્વિવચનમા છે, માટે ક્રિયા દ્વિવચનમા બની છે, અને ત્રીજા વાક્યમા કર્તા બહુ-વચનમા છે, માટે ક્રિયા પણ બહુવચનમા થઇ ગઇ છે આ પ્રમાણે કર્તાના વચન પ્રમાણે ક્રિયાનુ વચન પણ થવુ જ જોઇએ.

કર્તા અને ક્રિયા આ બે પદોને બાદ કરતા ઉપલા વાક્યોમા જે ત્રીજો શબ્દ છે, તેને ' કર્મ ' કહે છે કર્તા જે કાર્ય કરે છે, તે કાર્યનુ પરિણામ જે પદાર્થ પર પરિણમે, તેનુ નામ ' કર્મ ' હોય છે

કેટલીક ક્રિયા કર્મની સાથે થાય છે, તેને ' સકર્મક ક્રિયાપદ ' કહે છે તથા કેટલીક ક્રિયા કર્મ વિના થાય છે, તેને ' અકર્મક ક્રિયાપદ ' કહે છે. એ બ નેના ઉદાહરણ જુઓ—

## સકર્મક ક્રિયાપદ

राम आम्र भक्षयति = રામ કેરી ખાય છે
विष्णु विश्व धारयति = વિષ્ણુ વિશ્વ ધારણ કરે છે
कृष्ण युद्ध करोति = કૃષ્ણ યુદ્ધ કરે છે

मनुष्यः जलं पिबति = માણસ પાણી પીએ છે.
सः पुस्तकं नयति = તે ચોપડી લઈ જાય છે.
त्वं पाठं पठसि = તું પાઠ ભણે છે.

આ ક્રિયાપદ સકર્મક છે, કારણકે એ ક્રિયાઓને કર્મની અપેક્ષા રહે છે. જો ફક્ત " सः पठति " એટલુંજ કહેવામાં આવે તો સવાલ થાય છે, કે " શું ભણે છે ? " પ્રશ્નનો ઉત્તર આવે અર્થાત 'કર્મ' બતાવે ત્યાં સુધી સમાધાન જ થતું નથી. માટે ક્રિયાપદ સકર્મક કહેવાય છે. હવે " અકર્મક ક્રિયાપદ " જુઓ—

અકર્મક ક્રિયાપદ

सः अस्ति = તે છે.
अहं धावामि = હું દોડું છું.
सः तिष्ठति = તે થોભે છે.
सः भवति = તે થાય છે.

આ ક્રિયાપદો અકર્મક છે, કારણ કે કોઈ પણ બીજા કર્મની અપેક્ષા આ ક્રિયાપદોને નથી. " धावति " કહેવાથી જ માત્ર ક્રિયાનો અર્થ પૂરેપૂરો સમજાય છે. " खादति " તે પ્રમાણે નથી, કારણકે એ ક્રિયાના ઉચ્ચારની સાથે ખાવાની વસ્તુ પણ કહેવી જરૂરી બને છે. વાંચકે આ વાતનો સારી પેઠે અભ્યાસ કરવો અને સમજવું કે આ ક્રિયાઓનો ભેદ કેવો છે, જેથી આગળ જતાં ભૂલો ન થાય.

—:o:—

## પાઠ ૬

આ પાઠમાં ક્રિયાપદોનાં પ્રત્યય આપવામા આવ્યા છે, તે લગાડીને ક્રિયાપદોનાં રૂપ વાચક બનાવી શકે છે—

| पुरुप | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| उत्तम० | –मि | –वः | –मः |
| मध्यम० | –सि | –थः | –थ |
| तृतीय० | –ति | –तः | –अन्ति |

જે પ્રત્યયોનાં આરંભમાં 'म' અથવા 'व' હોય છે, તેના પહેલાંના અકારનો આ થાય છે. દાખલા તરીકે—

| | | | |
|---|---|---|---|
| १ | गच्छामि | गच्छावः | गच्छामः |
| २ | गच्छसि | गच्छथः | गच्छथ |
| ३ | गच्छति | गच्छतः | गच्छन्ति |

वाक्यानि।

अहं गच्छामि । आवां गच्छावः। वयं गच्छामः। त्वं गच्छसि । युवां गच्छथः । यूयं गच्छथ । सः गच्छति ।तौ गच्छतः। ते गच्छन्ति।पुरुषः गच्छति। मनुष्यौ गच्छतः। देवाः गच्छन्ति। अहं वदामि। आवां न वदावः। वयं कथं वदामः ? त्वं वदसि किं ? युवां किं वदथः ? यूयं शब्दान् वदथ । जन मुखेन वदति । अश्वौ न वदतः। मयूराः वदन्ति।

હવે કેટલીક ક્રિયાઓ આપી છે, તેનાં રૂપ પહેલાંના જેમ જ કરો—

| ધાતુ | અર્થ | રૂપ |
|---|---|---|
| १ गम ( गच्छ ) | જવું | गच्छति |
| २ भक्ष् | ખાવું | भक्षयति |
| ३ दृश् ( पश्य् ) | જોવું | पश्यति |
| ४ नी ( नय् ) | લઇ જવું | नयति |
| ५ पठ् | ભણવું, વાંચવું | पठति |
| ६ स्था ( तिष्ठ् ) | બેસવું | तिष्ठति |
| ७ धाव् | દોડવું | धावति |
| ८ पा ( पिब् ) | પીવું | पिबति |
| ९ वद् | બોલવું | वदति |
| १० क्रीड् | રમવું | क्रीडति |

આ ધાતુઓનાં વર્તમાન કાળનાં રૂપ બનાવવાનાં પ્રત્યય આ પાઠમાં આપ્યા છે. મૂળ ધાતુઓનાં જે ભિન્ન રૂપ બને છે, તે કૌંસમાં ( ) આપ્યાં છે.

## वाक्यानि ।

अहं पुस्तकं पठामि = હું પુસ્તક વાંચું છું.
आवां पुस्तकं न पठाव = ( બે ) અમે પુસ્તક વાંચતાં નથી.
वयं ग्रन्थं पठामः = અમે ( બધા ) ગ્રંથ વાંચીએ છીએ.
रामः लेखं नैव पठति = રામ લેખ વાંચતો નથી.

बालकौ पुस्तकं किं न पठत ? = ( બે ) બાળક પુસ્તક કેમ વાચતા નથી ?

बालका ग्रन्थं इदानीं पठन्ति = ( ઘણા ) બાળકો ગ્રંથ હમણા વાચે છે

अहं अत्र क्रीडामि = હુ અહીં રમુ છું

आवां अत्र न क्रीडाव = અમે ( બને ) અહીં રમતા નથી

वयं अत्र एव क्रीडाम = અમે ( બધા ) અહીંજ રમીએ છીએ

त्वं कुत्र क्रीडसि ? = તુ ક્યા રમે છે ?

युवां स्वगृहे क्रीडथ = તમે ( બને ) પોતાના ઘરમા રમો છો

यूयं मम गृहे न क्रीडथ = તમે ( બધા ) મારા ઘરમા રમતા નથી

स पुस्तकं कुत्र नयति ? = તે ચોપડા ક્યા લઈ જાય છે ?

तौ वस्त्रं अत्र आनयत = તેઓ ( બને ) કપડા અહીં લાવે છે

ते अन्नं न नयन्ति = તે ( બધા ) અન્ન લઈ જતા નથી

मनुष्यः मार्गे तिष्ठति = માણસો માર્ગમા બેસે છે

नरौ मन्दिरे तिष्ठत = ( બે ) માણસો મદિરમા બેસે છે

जना वने न तिष्ठन्ति = ( બધા ) માણસો વનમા શોભતા નથી

एकः जनः जलं पिबति = એક માણસ પાણી પીએ છે

द्वौ पुरुषौ दुग्धं पिबतः = બે માણસો દૂધ પીએ છે.

सर्वे मानवा रसं न पिबन्ति = બધા માણસો રસ પીતા નથી

यथा त्वं वदसि, तथा तौ न वदत = જેમ તુ બોલે છે, તેમ તેઓ ( બને ) બોલતા નથી.

यथा तौ धावतः, तथा अहं न धावामि = જેમ તે (બંને) દોડે છે, તેમ હું દોડી શકતો નથી.
तौ किं भक्षयतः ? = તેઓ (બંને) શું ખાય છે ?
युवां कुत्र क्रीडथः ? = તમે (બંને) કયાં રમો છો ?
आवां अत्र पठावः = અમે (બંને) અહીં ભણીએ છીએ.
वयं रूपं पश्यामः = અમે(બધા) રૂપ જોઇએ છીએ.

વાંચક આ પ્રમાણે નામોનાં વચન અને ક્રિયાઓનાં વચન એનો સારી પેઠે સંબંધ જોઇ લે અને સમજી લે કે જેથી એમાં ભૂલ ન થાય. અહીં એટલાં ઉદાહરણ આપ્યાં છે, કે જેને વિચારપૂર્વક તપાસવાથી બધી સમજણ પડી જશે.

## સંધિ કરેલાં વાકયો

सर्वे मानवा रसं न पिबन्ति । न पिबन्ति रसं सर्वे मानवाः । बालका इमं ग्रन्थमिदानीं पठन्ति । पठन्तीदानीं बालका इमं ग्रन्थम् । ग्रन्थमिममिदानीं पठन्ति बालकाः । पठन्ति बालका इदानीमिमं ग्रन्थम् । ग्रन्थं पठन्तीमं बालका इदानीम् । स मनुष्यस्तेन मार्गेण गच्छति ।

—०:०—

## પાઠ ૭

### संस्कृत-वाक्यानि ।

१ राजा दशरथः उवाच- हे कैकेयि ! रामात् अन्यः मे त्वत्तः प्रियतरः कः अपि नास्ति । २ तेन राघवेण एव शपे । ३ अतः इदानीं तव मनसेप्सितं ब्रूहि, तत् अधुना करिष्यामि । ४ तेन हृष्टा कैकेयि महाघोरं स्वाभिप्रायं व्याजहार । ५ अत्र अयं सत्यसंधः सत्यवाक् राजा दशरथः मे वरं ददाति । ६ अनेन एव रामस्य अभिषेकसमारम्भेण मे भरतः राज्ये अभिषिच्यताम् । ७ रामः च चीराजिनधरः चतुर्दशवर्षाणि दण्डकारण्यं आश्रितः तापसो भवतु ।

### ગુજરાતી વાક્યો

૧ રાજા દશરથ બોલ્યા-હે કૈકેયિ ! રામથી બીજું તારા સિવાય મને કોઇ પણ વહાલું નથી. ૨ તે રામચંદ્રના જ સૌગંદ લઉં છુ. ૩ તારા મનનું ( ईप्सितं ) ઇષ્ટ કહે, હમણાંજ કરીશ. ૪ તેથી સંતોષ પામેલી કૈકેયિ પોતાનો અતિકઠોર અભિપ્રાય કહેવા લાગી. ૫ અહીં આ સત્યપ્રતિજ્ઞ સત્યવાદી રાજા દશરથ મને વરદાન આપે છે. ૬ -એજ રામનાં રાજ્યતિલક સમારંભમા મારા ભરતને રાજ્યતિલક કરો. ૭ અને રામ વલ્કલ અને ચર્મ ધારણ કરી ચૌદ વર્ષ દંડકારણ્ય-વનમાં રહી વનવાસી બને.

## संस्कृत-वाक्यानि ।

८ एष मे परमः कामः । त्वया दत्तं एव वरं वृणे । अद्य एव रामं वने प्रयान्तं पश्यामि । ९ इति एवं दारुणं वचः श्रुत्वा महाराजः दशरथः सद्यः निःसंज्ञः इव बभूव । १० पुनः संज्ञां प्राप्य, असंवृतायां एव भूम्यां आसीनः, दीर्घं उष्णं च निःश्वस्य, भूयः अपि मोहं आपेदिवान् । ११ चिरेण तु संज्ञां प्रतिलभ्य क्रुद्धः राजा कैकेयीं इदं अब्रवीत् । १२ पापे ! किं ते रामेण अपकृतं ? १३ सदा तव विषये जननीतुल्यां वृत्तिं रामः वहति ।

## ગુજરાતી વાક્યો

૮ આ મારી શ્રેષ્ઠ ઇચ્છા છે. તે આપેલું વરદાનજ ( वृणे ) સ્વીકાર કરૂં છું. આજેજ રામને વનમાં જતો જોઇશ. ૯ આ પ્રમાણે આ ભયાનક વાણી સાંભળીને મહારાજા દશરથ (सद्य॰) તેજ પળે ( निःसंज्ञ ) બેભાન જેવા થઇ ગયા. ૧૦ પુન॰ ( संज्ञां ) ચેતના પામીને, ( अ-संवृतायां ) કઇ પણ પાથર્યા વિના ભૂમિ પર બેસીને, દીર્ઘ અને ઉષ્ણ શ્વાસ છોડીને, વારંવાર મૂર્છા પામવા લાગ્યા. ૧૧ પાછળથી ફરીથી ચેતન પામીને ક્રોધિત રાજા કૈકેયીને એમ બોલ્યા ૧૨ હે પાપી સ્ત્રી ! રામે તારો શો અપરાધ કર્યો ? ૧૩ હંમેશા તારે માટે માતૃવત્ વૃત્તિજ રામ સેવે છે.

## संस्कृत-वाक्यानि ।

१४ तीक्ष्णविषा सर्पिणी इव मया त्वं आत्मविनाशाय एव स्वभवनं निवेशिता। १५ रामं अपश्यतः तु मम चेतनं नष्टं भवति । १६ तत् अलं। त्यज्यतां एष निश्चयः । अपि एषः अहं ते चरणौ मूर्ध्ना स्पृशामि, प्रसीद । १७ अथ कैकेयी रौद्रात् रौद्रं प्रत्युवाच । १८ हे राजन् ! यदि वरौ दत्त्वा पुनः अनुतप्यसे तर्हि पृथिव्यां धार्मिकत्वं कथं कथयिष्यसि ? १९ अहं तव अग्रतः अद्य एव मरिष्यामि विषं पीत्वा, यदि रामः अभिषिच्यते । २० ऋते रामविवासनात् अहं न तुष्येयम् ।

### ગુજરાતી વાક્યો

૧૪ ઉગ્ર ઝેરવાળી સર્પિણી જેવી તને મેં મારાજ નાશને માટે મારાજ ઘરમા દાખલ કરી છે. ૧૫ રામના દર્શન ન કરવાથી તો મારી ચેતનાજ નાશ પામે છે. ૧૬ માટે બસ, છોડી દે આ નિશ્ચયને, હવે આ હું તારા ચરણોને મસ્તકવડે સ્પર્શ કરૂં છું, પ્રસન્ન હો ! ૧૭ હવે કૈકેયી ઘણુજ ભયંકર બોલવા લાગી. ૧૮ હે રાજા ! જો બે વરદાન આપીને પછી પશ્ચાત્તાપ કરો છો તો પછી જગતમાં ધાર્મિક કેવી રીતે કહેવાશો ? ૧૯ જો રામને રાજતિલક થશે તો હું તારી નજર સમક્ષ ઝેર પીને મરીશ. ૨૦ રામના વનવાસ ( ऋते ) વિના હું સન્તોષ પામીશ નહિ

## समासाः

१ रामविवासनं - रामस्य विवासनं ( રામનો વનવાસ )
२ स्वाभिप्रायः - स्वस्य अभिप्रायः ( પોતાનો અભિપ્રાય )
३ सत्यसन्धः - सत्या सन्धा प्रतिज्ञा यस्य ( સત્ય છે પ્રતિજ્ઞા જેની )
४ सत्यवाक् - सत्या वाक् वाणी यस्य ( સત્ય છે વચન જેનું )
५ अभिषेकसमारम्भः - अभिषेकस्य समारम्भः ( રાજ્ય-તિલકનો સમારંભ )
६ चीराजिनधरः - चीरं च अजिनं च चीराजिने । चीराजिने धरति इति चीराजिनधरः ( વલ્કલ અને ચર્મ ધારણ કરનાર )

વાચકે આ સમાસોનો તથા આ પાઠના વાક્યોનો પણ સારો અભ્યાસ કરવો. અને જો બની શકે તો આ વાક્યોની સંધિ બનાવી સરળ સંસ્કૃત વાક્યો બનાવીને લખી રાખવા.

### સંધિ કરેલાં વાક્યો

अहं तवाग्रतोऽद्यैव मरिष्यामि विषं पित्वा यदि रामोऽभिषिच्यते । रामो यद्यभिषिच्यते तर्ह्यहं विषं पीत्वाऽद्यैवाग्रतस्तव मरिष्यामि । मरिष्याम्यग्रतस्तवाद्यैवाहं विषं पीत्वा यदि रामोऽभिषिच्यते ।

—:o:—

## પાઠ ૮

तथा तान्दुःखितान्दृष्ट्वा पाण्डवान्धृतराष्ट्रजः ।
क्लिश्यमानां च पाञ्चालीं विकर्ण इदमब्रवीत् ॥११॥
( म. भा. सभा. ६८ )

(तथा) एवं प्रकारेण तान् पाण्डवान् दुःखितान् दृष्ट्वा (धृतराष्ट्रजः) धृतराष्ट्रात् जातः पुत्रः (विकर्णः) (क्लिश्यमानां) क्लेशैः पीडितां दुःखितां (पाञ्चालीं) द्रौपदीं च दृष्ट्वा इदं (अब्रवीत्) अवदत् ।

याज्ञसेन्या यदुक्तं तद्वाक्यं विब्रूत पार्थिवाः ।
अविवेकेन वाक्यस्य नरकः सद्य एव नः ॥१२॥

हे (पार्थिवाः) नृपाः ! (याज्ञसेन्या) द्रौपद्या यत् (उक्तं) कथितं (वाक्यं) वचनं तत् (विब्रूत) विशेषेण ब्रूत कथयत । द्रौपद्याः प्रश्नस्य उत्तरं दातव्यं इति अर्थः । वाक्यस्य (अविवेकेन) अविचारेण (नः) अस्माकं सर्वेषां(सद्यः) तत्क्षणं एव नरकः भविष्यति ।

भीष्मश्च धृतराष्ट्रश्च कुरुवृद्धतमावुभौ ।
समेत्य नाहतुः किञ्चिद्विदुरश्च महामतिः ॥ १३ ॥

भीष्मः च धृतराष्ट्रः च (उभौ) द्वौ अपि (कुरुवृद्धतमौ) सर्वेषु कुरुषु अत्यन्तवृद्धौ । तौ द्वौ अपि (समेत्य) संगत्य किञ्चित् न (आहतुः) न उक्तवन्तौ

( महामतिः ) महाबुद्धिमान् विदुरः च किंचित् अपि न आह ।

भारद्वाजश्च सर्वेषामाचार्यः कृप एव च ।
कुत एतावपि प्रश्नं नाहतुर्द्विजसत्तमौ ॥१४॥

( भारद्वाजः ) द्रोणः च सर्वेषां कुरूणां आचार्यः । ( कृपः ) कृपनामकः एव च सर्वेषां कुरूणां आचार्यः । एतौ द्वौ अपि आचार्यौ ( द्विजसत्तमौ ) द्विजश्रेष्ठौ ( कुतः ) किमर्थं प्रश्नं न आहतुः ?

ये त्वन्ये पृथिवीपालाः समेताः सर्वतो दिशम् ।
कामक्रोधौ समुत्सृज्य ते ब्रुवन्तु यथामति ॥१५॥

ये तु अन्ये ( पृथिवीपालाः ) भूपाः सर्वतः दिशं ( समेताः ) संगताः प्राप्ताः ते कामक्रोधौ (समुत्सृज्य) त्यक्त्वा परित्यज्य यथामति ( ब्रुवन्तु ) कथयन्तु ।

यदिदं द्रौपदी वाक्यमुक्तवत्यसकृच्छुभा ।
विमृश्य कस्य कः पक्षः पार्थिवा वदतोत्तरम् ॥१६॥

शुभा द्रौपदी ( असकृत् ) अनेकवारं यद् इदं वाक्यं उक्तवती । हे ( पार्थिवाः )नृपाः ! ( विमृश्य) विचार्य कस्य कः पक्षः इति उत्तरं ( वदत) कथयत ।

આ પાઠમાં સંસ્કૃત શ્લોકોના અર્થ સરળ સંસ્કૃતમાંજ આપ્યા છે. વાચક ધ્યાનપૂર્વક એને વારંવાર વાંચશે તો તેના ધ્યાનમાં

બધા અર્થ આવી જશે. શ્લોકોના અઘરા શબ્દ કૌંસમાં રાખ્યા છે. જો આ અર્થ વિના મુશ્કેલીએ વાચકને ધ્યાનમાં આવી ગયા તો સમજવું કે સારી પ્રગતિ થઇ છે. હવે અહીં શ્લોકોના સમાસ આપવામાં આવ્યા છે.

## समास।

१ धृतराष्ट्रजः– धृतराष्ट्रात् जातः ( ધૃતરાષ્ટ્રથી ઉત્પન્ન થયેલો )

२ कुरुवृद्धतमौ– कुरुषु वृद्धः कुरुवृद्धः। अत्यन्त कुरुवृद्धः कुरुवृद्धतमः तौ कुरुवृद्धतमौ ( કૌરવોમા બે અતિવૃદ્ધ )

३ महामतिः– महती विशाला मति बुद्धि यस्य । ( વિશાળ બુદ્ધિવાળો )

४ द्विजसत्तम – द्विजेषु ब्राह्मणक्षत्रियवैश्येषु सत्तमः श्रेष्ठः द्विजसत्तमः। ( દ્વિજોમા શ્રેષ્ઠ )

५ पृथिवीपाल – पृथिव्या पालः पालक । ( પૃથ્વીનો પાલક )

६ कामक्रोधौ– काम च क्रोधः च कामक्रोधौ ( કામ અને ક્રોધ )

७ असकृत् – न सकृत् असकृत् ( એકવાર નહિ અનેકવાર )

વાચકે આ સમાસોનો સારી પેઠે અભ્યાસ કરવો. આ અભ્યાસથી સમાસોનુ ઉત્તમ જ્ઞાન થશે.

## संधि।

१ विकर्ण इदं– विकर्णः इदं।

२ यदुक्तं– यत् उक्तं।

३ तद्वाक्यं– तत् वाक्यं ।
४ सद्य एव– सद्यः एव ।
५ भीष्मश्च– भीष्मः च ।
६ कूप एव– कूपः एव ।
७ एतावपि– एतौ अपि ।
८ नाहतुर्द्विज०– न आहतुः द्विज० ।
९ त्वन्ये– तु अन्ये ।
१० सर्वतो दिशं– सर्वतः दिशं ।
११ उक्तवत्यसकृच्छुभा–उक्तवती अ-सकृत् शुभा ।

વાંચકે આ સંધિઓને ધ્યાનથી તપાસવી.

સંધિ કરેલાં વાક્યો

व्याधो बाणैर्मृगं विध्यति । विध्यति मृगं बाणै– व्याधः । बाणैर्व्याधो विध्यति मृगम् । विध्यति व्याधो मृगं बाणैः । बाणैर्मृगं व्याधो विध्यति ? किं व्याधस्तत्र बाणैर्मृगं विध्यति ? कदा खलु बाणैर्विध्यति मृगं व्याधः ? एष व्याधोऽत्र विध्यति मृगं बाणैः ।

# પાઠ ૯

। અગાઉના બે પાઠોમાં જે સંસ્કૃત વાક્યો આપ્યાં છે, તેની સંધિ કરીને સરળ સંસ્કૃત આ પાઠમાં આપવામાં આવ્યું છે—

राजा दशरथ उवाच— हे कैकेयि ! रामादन्यः मे त्वत्तः प्रियतरः कोऽपि नास्ति । तेन राघवेणैव शपे। अत इदानीं मनसेप्सितं ब्रूहि, तदधुना करिष्यामि । तेन हृष्टा कैकेयी महाघोरं स्वाभिप्रायं व्याजहार।

अत्रायं सत्यसन्धः सत्यवाग्राजा दशरथो मे वरं ददाति । अनेनैव रामस्याभिषेकसमारंभेण मे भरतो राज्येऽभिषिच्यताम् । रामश्च चीराजिनधरश्चतुर्दश-वर्षाणि दण्डकारण्यमाश्रितस्तापसो भवतु ।

एष मे परमः कामः। त्वया दत्तमेव वरं वृणे। अद्यैव रामं वने प्रयान्तं पश्यामि ।

इत्येवं दारुणं वचः श्रुत्वा महाराजो दशरथः सद्यो निःसंज्ञ इव बभूव । पुनः संज्ञां प्राप्य असंवृतायामेव भूम्यामासीनो, दीर्घमुष्णं च निःश्वस्य भूयोऽपि मोहमापेदिवान् ।

चिरेण तु संज्ञां प्रतिलभ्य क्रुद्धो राजा कैकेयी-मिदमब्रवीत् । पापे ! किं ते रामेणापकृतं ? सदा तव विषये जननीतुल्यां वृत्तिं रामो वहति । तीक्ष्णविषा

सर्पिणीव मया त्वमात्मविनाशायैव स्वभवनं निवेशिता । राममपश्यतस्तु मम चेतनं नष्टं भवति । तदलं; त्यजतामेष निश्चयः । अप्येषोऽहं ते चरणौ मूर्ध्ना स्पृशामि, प्रसीद ।

अथ कैकेयी रौद्राद्रौद्रं प्रत्युवाच । हे राजन्! यदि वरौ दत्त्वा पुनरनुतप्यसे,तर्हि पृथिव्यां धार्मिकत्वं कथं कथयिष्यसि ? अहं तवाग्रतोऽद्यैव मरिष्यामि विषं पीत्वा, यदि रामोऽभिषिच्यते। ऋते रामविवासनादहं न तुष्येयम् ।

સાતમા પાઠના સંસ્કૃત વાક્યોનું આ સંધિયુક્ત સંસ્કૃત છે. જો એમાં કંઇ અઘરૂં માલમ પડે તો, સાતમો પાઠ તપાસવાથી શંકા દૂર થશે.

હવે પૂર્વ પાઠોમાં આપેલા શ્લોકોનું સરળ સંસ્કૃત આ છે. જુઓ—

तथा तान्पाण्डवान्दुःखितान्दृष्ट्वा धृतराष्ट्रजो विकर्णः क्लिश्यमानां पाञ्चालीं च दृष्ट्वेदमब्रवीत् ।

हे पार्थिवाः! याज्ञसेन्या यद्वाक्यमुक्तं तद्विब्रूत । वाक्यस्य अविवेकेन सद्य एव नरकः ।

भीष्मश्च धृतराष्ट्रश्चोभौ कुरुवृद्धतमौ समेत्य किंचिन्नाहतुः, महामतिः विदुरश्च किंचित् नाह ।

भारद्वाजः सर्वेषामाचार्यः, कृप एव चैतावपि द्विजसत्तमौ कृतं प्रश्नं नाहतुः ।

ये त्वन्ये पृथिवीपालाः सर्वतो दिशं समेतास्ते कामक्रोधौ समुत्सृज्य यथामति ब्रुवन्तु।

शुभा द्रौपद्यसकृद्यदिदं वाक्यमुक्तवती। हे पार्थिवाः! विमृश्य कस्य कः पक्ष इत्युत्तरं वदत।

આ સંધિયુકત વાકયો છે. એના મૂળ શ્લોક પૂર્વ પાઠોમાં છે. શંકા પડે તો વાંચકે તે જોવા અને શંકા દૂર કરવી.

**સૂચના—** આ વાકયોમાં પૂર્વ શ્લોકો કરતાં કોઇ કોઇ જગ્યાએ વધુ શબ્દો આપવામાં આવ્યા છે. સરળતાથી અર્થ સમજી શકાય તેથી એ પ્રમાણે કરવું પડ્યું છે.

### संधि।

१ दशरथ उवाच-- दशरथः उवाच।
२ रामादन्यः-- रामात् अन्यः।
३ कोऽपि-- कः अपि।
४ राघवेणैव-- राघवेण एव।
५ तदधुना-- तत् अधुना।
६ स्वाभिप्रायं-- स्व अभिप्रायम्।
७ सत्यवाग्राजा-- सत्यवाक् राजा।
८ अद्यैव-- अद्य एव।
९ इत्येवं-- इति एवं।
१० क्रुद्धो राजा।--क्रुद्धः राजा।
११ सर्पिणीव-- सर्पिणी इव।

વાંચક આ સંધિઓનો અભ્યાસ કરે અને અન્ય સંધિ ખોલવાનો અભ્યાસ કરે.

# પાઠ ૧૦

આ પાઠમાં નીચે લખેલા અકારાન્ત પુલ્લિંગ શબ્દો મોઢે કરો—

| | |
|---|---|
| अर्थः – પૈસા, ધન | उद्यमः – ઉદ્યોગ |
| वानरः – વાંદર | कुक्कुरः – કૂતરો |
| छात्रः – શિષ્ય | समाजः – સમાજ |
| दण्डः – સોટી, લાકડી | दैत्यः – રાક્ષસ |
| मृगः – હરણ | पाठः – પાઠ |
| स्तेनः – ચોર | ब्राह्मणः – બ્રાહ્મણ |
| द्विरेफः – ભ્રમર | शक्रः – ઇંદ્ર |
| व्याधः – શિકારી | पान्थः – મુસાફર |
| लेखः – લેખ | अलंकारः – અલંકાર, ઘરેણું |
| करः – હાથ | स्नेहः – મિત્રતા |
| प्रवाहः – પ્રવાહ | विचारः – વિચાર |

વાક્ય

सः अर्थं वांच्छति = તે ધનની ઇચ્છા રાખે છે.
वानरौ वृक्षस्य उपरि भवतः = (બે) વાનર ઝાડ ઉપર હોય (રહે) છે.
छात्राः गुरोः समीपं पठन्ति = (બધા) શિષ્ય ગુરુ પાસે વાંચે છે.
दण्डं धरति इति दण्डधरः = દંડ ધારણ કરનાર દંડધારી (હોય)છે.

तौ द्वौ दण्डौ अत्र आनय = તે બે લાકડી અહીં લાવ.

व्याधः दण्डेन एव मृगान् ताडयति = શિકારી દંડ વડેજ (બધા) હરણોને મારે છે.

स्तेनाय दण्ड देहि = ચોરને દંડ આપો.

सः हस्ताभ्यां भारं नयति = તે (બે) હાથવડે ભાર ઉપાડી જાય છે.

व्याध बाणै मृगं विध्यति = શિકારી બાણોથી હરણને વીંધે છે.

द्विरेफ शब्दं करोति = ભ્રમર ગુંજે છે

लेखक लेखं न लिखति = લેખક લેખ લખતો નથી.

य न लिखति स लेखक भवितुं न योग्य = જે નથી લખતો, તે લેખક થવાને યોગ્ય નથી.

अहं कराभ्यां मुखं आच्छादयामि = હું (બે) હાથોવડે મો ઢાકું છુ.

इदानीं अत्र जलस्य महान् प्रवाह अस्ति = હવે અહીં પાણીનો મોટો પ્રવાહ (વહે) છે.

उद्यमेन हि कार्याणि सिद्ध्यन्ति, न मनोरथै = ઉદ્યોગથી કાર્ય સિદ્ધ થાય છે, મનોરથથી નહીં.

व्याध कुक्कुरै व्याघ्रं अन्वेषति = શિકારી કૂતરાઓથી વાઘને શોધે છે.

यदा मनुष्याणा महान् समाज भवति, तदा तस्मिन् बहु बलं अस्ति = જ્યારે માણસોનો મોટો સમાજ બને છે ત્યારે તેમા ભારે (બળ) શકિત આવી (હોય) છે

दैत्यः मनुष्यं भक्षयति = રાક્ષસ માણુસોને ખાય છે.
अद्य त्वं कं पाठं पठसि ? આજે તું કયો પાઠ ભણ્યો છે ?
प्राज्ञः ब्राह्मणः वेदं पठति = જ્ઞાની બ્રાહ્મણ વેદ ભણે છે.
स्वर्गे शक्र राज्यं करोति = સ્વર્ગમાં ઈન્દ્ર રાજ્ય કરે છે.
पान्थाय जलं देहि = મુસાફરને માટે પાણી આપો.
मूर्खः अलंकारैः देहं भूषयति = મૂર્ખ માણુસ દાગીનાથી શરીરને શણુગારે છે.
स्नेहेन सुखं लभते = મિત્રતાથી સુખ પ્રાપ્ત થાય છે.

वाचनपाठः ।

यदा त्वं जलं पिबसि, तदा एव अहं दुग्धं पिबामि। यदा त्वं तत्र आगमिष्यसि, तदा अहं एतत्पुस्तकं पठिष्यामि । अहं रात्रौ बहिः न गमिष्यामि । अहं इदानीमेव गृहं गत्वा आम्रं भक्षयामि । दुग्धेन सह आम्रस्य भक्षणं अतीव मधुरं भवति । आकाशात् द्विरेफः पतति । सः पुरुषः किमर्थं पुस्तकं आनयति? अहं यदा तत्र गतः, तदा सः तत्र नासीत्। अहं वनं गत्वा पुष्पमालां शीघ्रं कृत्वा अत्र आनयिष्यामि । त्वं उद्यानपुष्पाणां मालां इच्छसि वा वनपुष्पाणां मालां वांच्छसि? यत्र यज्ञदत्तः गच्छति तत्र देवदत्तः

न गच्छति । परंतु यज्ञदत्तदेवदत्तौ सदा अत्र भवतः। त्वं मम वस्त्रं गृहीत्वा शीघ्रं अत्र आगच्छ, मम रक्तं वस्त्रं एव अत्र आनय, न श्वेतं वस्त्रम् ।

વાચક આ પ્રમાણે અનેક વાક્યો બનાવી પોતાનો અભ્યાસ વધારે વાક્ય બનાવતી વેળા એકવચન, દ્વિવચન અને બહુવચન નો વિચાર હમેશા કરવો, નહિ તો વાક્ય અશુદ્ધ બનશે ઉપર જે વાક્ય આપ્યા છે તેમનુ મનન કરવાથી સરળતાથી અભ્યાસ થઇ જશે

સંધિ કરેલાં વાક્યો

યત્ર यज्ञदत्तो गच्छति, तत्र देवदत्तो न गच्छति । न गच्छति तत्र देवदत्तो, यत्र गच्छति यज्ञदत्तः । गच्छति यत्र यज्ञदत्तस्तत्र न गच्छति देवदत्तः । त्वं, मम वस्त्रं गृहीत्वा शीघ्रमत्रागच्छ । आगच्छ त्वमत्र शीघ्रं, गृहीत्वा मम वस्त्रम् । मम वस्त्रं शीघ्रं गृही-त्वागच्छ त्वमत्र । मम रक्त वस्त्रमेवात्रानय । आन-यात्रैव मम रक्तं वस्त्रम् । अत्रैवानय मम रक्तं वस्त्रम्। कोऽसौ यज्ञदत्तो यो न जलं पिबति ?

स वस्त्रमानयति । स रक्तं वस्त्रमानयति । स इदानीमेव मम रक्तं वस्त्रमत्रानयति । स इदानीमेव सत्वरं मम रक्तं वस्त्रं तस्माद्गृहादत्रानयति ।

— ० —

## પાઠ ૧૧

આ પાઠમાં નીચે લખેલી ધાતુ મોઢે કરીને તેનાં રૂપ પહેલાંની જેમજ બનાવો—

| ધાતુ | अर्थ | रूप |
|---|---|---|
| १ आ-गम् ( आगच्छ् ) | આવવું | आगच्छति |
| २ आ-नी ( आनय् ) | લાવવું | आनयति |
| ३ भू ( भव् ) | હોવુ, થવું | भवति |
| ४ पत् | પડવુ | पतति |
| ५ चल् | ચાલવું | चलति |
| ६ चर् | ફરવુ | चरति |
| ७ लिख् | લખવું | लिखति |
| ८ स्था ( तिष्ठ् ) | થોભવું | तिष्ठति |
| ९ पच् | રાંધવું | पचति |
| १० उपविश् | બેસવુ | उपविशति |
| ११ वस् | રહેવું | वसति |
| १२ वह् | વહેવું, ઉચકી જવું | वहति |
| १३ वप् | વાવવું | वपति |
| १४ रट् — | બોલવું | रटति |
| १५ रण — | અવાજ કરવો | रणति |
| १६ भण् — | ભણવુ, મોટેથી બોલવું | भणति |

વાંચક આ ધાતુઓના રૂપ અગાઉ બતાવેલી રીત પ્રમાણે કરીને વાક્યો બનાવે—

## વાક્યો

पुरुषः आगच्छति = પુરુષ આવે છે.
मनुष्यौ आनयतः = (બે) માણસો લાવે છે.
बालकाः तत्र भवन्ति = બાળક ત્યાં હોય છે.
हे मनुष्य! त्वं पतसि = હે મનુષ્ય ! તું પડે છે.
हे वीरौ ! युवां चलथः = હે વીરો! તમે (બે) ચાલો છો
हे मानवाः ! यूयं चरथ = હે માનવો ! તમે (બધા) ફરો છો.
अत्र अहं लेखं लिखामि = અહીં હું લેખ લખું છું.
आवां अत्र तिष्ठावः = અમે (બે) અહીં છીએ.
वयं तत्र उपविशामः = અમે (બધા) ત્યા બેસીએ છીએ.
सूदः अन्नं पचति = રસોઇઓ અન્ન રાંધે છે.
परिचारकौ तत्र वसतः = (બે) સેવક ત્યા રહે છે.
अश्वाः रथं वहन्ति = ઘોડા રથને ખેંચે છે.
कृषीवलः बीजं वपति = ખેડૂત બી વાવે છે.
बालकौ तत्र किमपि रटतः = (બે) બાળકો ત્યાં કઇ પણ બોલે છે.

घंटाः रणन्ति = ઘટીઓનો નાદ થાય છે.
त्वं किं इदानीं भणसि ? = તું હમણા શુ બોલે છે?

## वाक्य ।

अहं आगच्छामि । त्वं आगच्छसि । स आगच्छति । आवां आगच्छावः । युवां आगच्छथः । तौ आगच्छ-तः । वयं आगच्छामः । यूयं आगच्छथ । ते आगच्छान्ति ।

अहं फलं आनयामि । आवां जलं आनयावः । वय धान्यं आनयामः । त्वं पात्रं आनयासि । तौ अश्वं आनयतः । ते अश्वं आनयन्ति ।

वृक्षः भवति । वृक्षौ भवतः । वृक्षाः भवन्ति । त्वं भवसि । युवां भवथः । यूयं भवथ । अहं भवा-मि । आवां भवावः । वयं भवामः ।

बालकः पतति । बालकौ पततः । बालकाः पतन्ति । त्वं पतसि । युवां पतथः । यूयं पतथ । अहं पतामि । आवां पतावः । वयं पतामः ।

अहं ग्रामं चलामि । आवां नगरं चलावः । वयं देशान्तरं चलामः । त्वं कदा चलसि ? युवां कुत्र चलथः ? यूयं किं न चलथ ? सः इदानीं न चलति । तौ इदानीं न चलतः । ते इदानीं एव चलन्ति ।

अश्वः वने चरति । अश्वौ वने चरतः । अश्वाः

वने चरन्ति । त्वं कुत्र चरसि ? युवां कुत्र चरथः ? यूयं कुत्र चरथ ? सः न चरति । तौ तत्र चरतः । ते न चरन्ति ।

गंगाधरः लिखति । विश्वामित्रभरद्वाजौ लिखतः । छात्राः लिखन्ति । त्वं किं न लिखसि ? युवां लिखथः । किं यूयं लिखथ ? अहं अत्र लिखामि । आवां अत्र लिखावः । वयं अत्र न लिखामः ।

ધાતુઓનાં રૂપ બનાવવાનો અભ્યાસ આ પ્રમાણે વાચકે કરવો. કર્તાનું વચન અને ક્રિયાપદનું વચન એક હોવું જોઈએ થોડાજ શબ્દો વડે દરેક ધાતુના રૂપ જોડીને આ પ્રમાણે અનેક વાકયો બનાવી શકાય છે જો વાચક આ રીતે હમેશા અભ્યાસ કરશે તો તેને સંસ્કૃત વાકય બનાવવાનું સહેલુ પડશે

## સંધિ કરેલાં વાકયો

अश्वो वने चरति । चरत्यश्वो वने । वनेऽश्वो चरति । गंगाधरो लिखति । वयमत्र न लिखामः । अत्र न लिखामो वयम् । न वयं लिखामोऽत्र । तौ तत्र चरथः । चरथस्तत्र तौ । तत्र चरथस्तौ । आवामत्र लिखावः ।



# પાઠ ૧૨

નીચે લખેલા શબ્દો મોઢે કરો—

## अकारान्त पुंल्लिग शब्द

| | |
|---|---|
| कूपः – કૂવો | यवः – જવ |
| दुर्जनः – દુષ્ટ માણસ | लोभः – લોભ |
| विनयः – નમ્રતા | ओष्ठः – હોઠ |
| शुकः – પોપટ | मयूरः – મોર |
| मार्जनलेपः – સાબુ | सुजनः – સજ્જન |
| देहः – શરીર | कामः – કામ, ઇચ્છા |
| ओदनः – રાંધેલો ભાત | पेटकः – પેટી |
| प्रश्नः – પ્રશ્ન, સવાલ | प्रकाशः – પ્રકાશ, ઉજાસ |
| जडः – જડ, મૂઢ | काचः – કાચ |
| नागः – સાપ, હાથી | जनकः – પિતા, બાપ |

इदानीं तव कूपस्य जलं पिबामि = હવે હું તારા કૂવાનું પાણી પીઉં છું.

दुर्जनं दूरत परित्यज = દુષ્ટ માણસનો દૂરથી ત્યાગ કર.

विद्वान् विनयेन शोभते = વિદ્વાન નમ્રતાથી શોભે છે.

शुकः वृक्षस्य उपरि वसति = પોપટ ઝાડ પર રહે છે.

मार्जनलेपेन जलेन च शरीरं निर्मलं कुरु = સાબુ તથા પાણીથી શરીર સ્વચ્છ કર.

अश्वस्य देह मनुष्यस्य शरीरात् बलिष्ठतर अस्ति- ઘોડાનુ શરીર મનુષ્યના દેહથી વધુ બળવાન છે
त्वं कथ ओदन पचसि ? તું કેવી રીતે ભાત રાધે છે
स इदानीं प्रश्नं पृच्छति- તે હવે સવાલ પૂછે છે
जड ज्ञानेन हीन भवति- મૂઢ જ્ઞાનહીન હોય છે
नाग विषयुक्त भवति- સાપ વિષયુકત હોય છે
तव जनक किं लिखति ?- તારા પિતા શુ લખે છે ?
काच त्वया दृष्ट किं ?- શુ તેં કાચ જોયો છે ?
इदानीं शुभ्र सूर्यस्य प्रकाश अस्ति- હવે સૂર્યનો પ્રકાશ શુભ્ર છે
तव पेटके मम पुस्तक अस्ति તારી પેટીમા મારી ચોપડી છે
यथा काम तथा एव लोभ- જેવું કામ તેવોજ લોભ છે
सुजन नमस्करोमि- સજ્જનને નમસ્કાર કરૂ છુ
मयूर अतीव शोभन भवति- મોર ઘણોજ સુંદર હોય છે
ओष्ठः कथ रक्तवर्ण न भवति ?- હોઠ કેમ લાલરગનો નથી હોતો ?

वाक्य ।

त्व मुद्ग किं न पचसि ? मुद्गमिश्रितः ओदनः मधुरः भवति। मुद्गाना अन्न मधुर भवति । तस्य हिमपर्वतस्य शिखरं अतीव रमणीयं अस्ति । फरूस्य

बालकस्य पुस्तकं अन्यः नयति । तदा द्वौ अपि बालकौ युद्धं कुरुतः । यस्य बालकस्य मुखं मलिनं भवति सः मूढः भवति ।

सः बालकः इदानीं किं भक्षयति ? सः इदानीं आम्रं भक्षयति, दुग्धं च पिबति । आम्रस्य भक्षणानंतरं जलं न पिब । तस्मै मार्गं देहि । सः अंधः बधिरः च अस्ति ।

आचार्यः धर्मस्य वचनं उपदिशति । त्वया तत् किं न श्रुतम् ? उपदेशकः धर्मवचनस्य अमृतं ददाति । तत् यथा इच्छसि तथा पिब ।

नृपतिः चोरं ताडयति । राजा यदा नगरात् बहिः गच्छति, तदा एव चोरः अत्र आगच्छति ।

त्वं अत्र कुमारं किमर्थं ताडयसि ? किं तेन कृतं ? सः शोभनः छात्रः अस्ति । तं न ताडय । सः इदानीं स्वपाठं करोति ।

स्वादु दुग्धं मिष्टं भवति । तथा फलानां रसः अपि मिष्टः अस्ति । अस्य कूपस्य जलं मधुरं नास्ति, तत् अतीव क्षारं अस्ति । अस्य कारणं किं अस्ति ?

विष्णुमित्रः कदा स्नानं करोति ? त्वं कदा भोजनं करोषि ? तव पुत्रः कदा पठति ? त्वं कुत्र वससि ? युवां

कुत्र वसथः ? अहं प्रातः वनं गतः, इदानीं एव गृहं आगतः ।

---

વાચકે આ પ્રમાણે નાના વાકયો બનાવીને બોલવાનો પ્રયત્ન કરવો જે જે શબ્દો વાંચકને અત્યાર સુધીમાં મોઢે થયા છે, તેનો ઉપયોગ કરીને અનેક વાકયો વાંચક બોલી શકશે.

આ પ્રમાણે નાનાં નાનાં વાકયો બનાવવાનો મહાવરો વખતે વખતે વાચક કરશે તો તેને સેંકડો વાકયો બનાવવાની તક મળશે અને તેને વિશ્વાસ પણ આવશે, કે તેની પ્રગતિ સંસ્કૃત ભાષામાં કેટલી થઇ ચુકી છે.

### સંધિ કરેલાં વાકયો.

मुद्गमिश्रित ओदनो मधुरो भवति । भवति मधुरो मुद्गमिश्रित ओदनः । यस्य बालकस्य मुखं मलिनं भवति, स मूढो भवति । भवति स मूढो बालको यस्य मुखं मलिनं भवति । स बालकोऽत्र किं भक्षयतीदानीम् ? स इदानीमाम्रं भक्षयति दुग्धं च पिबति । पिबतीदानीं स दुग्धमाम्रं च भक्षयति । सोऽन्धो बधिरश्चास्ति । सोऽस्त्यन्धो बधिरश्च । अहं प्रातर्वनं गत इदानीमेव गृहमागतः । गृहमिदानीमेवागतोऽहं प्रातश्च वनं गतः । तथा फलानां रसोऽपि मिष्टोऽस्ति । आस्ति मिष्टः फलानां रसः ।

—:o:—o—

# પાઠ ૧૩

## संस्कृत-वाक्यानि ।

१ श्रुत्वा तत् कैकेयीवचनं राजा दशरथः निःश्वस्य छिन्नः तरुः इव अपतत् । २ दीनया वाचा च कैकेयीं अपृच्छत् । ३ केन त्वं एवं उपदिष्टा ? ४ नानादिग्भ्यः समागताः राजानः किं मां वक्ष्यन्ति ? ५ रामं वनं गच्छन्तं, सीतां च रुदतीं दृष्ट्वा चिरं जीवितुं न आशंसे । ६ हे कैकेयि ! सर्वान् अस्मान् नरके प्रक्षिप्य सुखिता भव । ७ मयि मृते, रामे वनं गते च, त्वं विधवा भूत्वा एव राज्यं कारिष्यसि । ८ तथा विलपतः दशरथस्य सूर्यः अस्तं गतः । रजनी च अभ्यावर्तत । प्रभातकालः अपि जातः ।

## ગુજરાતી વાક્યો.

૧ તે કૈકેયીનું ભાષણ સાભળીને રાજા દશરથ નિશ્વાસ નાંખતા કાપેલા ઝાડની માફક ઢળી પડ્યો. ૨. દીન વાણીથી કૈકેયીને પૂછવા લાગ્યો. ૩. તને આ પ્રમાણે શીખામણ કોણે આપી ? ૪. બધા દેશથી આવેલા રાજાઓ મને શું કહેશે ? ૫. રામને વનમાં જતા અને સીતાને રડતી જોઇ લાંબો વખત જીવવાની આશા નથી. ૬. હે કૈકેયી ! અમને નરકમા ફેંકીને સુખી થા ! ૭. મારા મરણ પછી અને રામના વન ગયા પછી, તું વિધવા બનીને રાજ્ય કરશે. ૮. આ પ્રમાણે વિલાપ કરતાં કરતા, સૂર્ય અસ્ત થયો. રાત્રી પડી અને પ્રાતઃકાળ પણ થયો.

## संस्कृत–वाक्यानि ।

९ प्रभाते एव आशु वसिष्ठः संभारान् उपगृह्य राजमंदिरं प्रविवेश । १० सचिवं सुमन्त्रं आहूय प्रोवाच ।' ११ मां आगतं नृपतेः क्षिप्रं आचक्ष्व । १२ तथा त्वरस्व, यथा पुष्यनक्षत्रे रामः राज्यं अवाप्नुयात् । १३ एवं श्रुत्वा सः अपि प्रविवेश अन्तःपुरम् । १४ राज्ञः अवस्थां अज्ञात्वा एव तं अभिष्टोतुं प्रचक्रमे । १५ धार्मिकः राजा दशरथः रामं प्रति भग्नहृदयः शोकरक्तेक्षणः तं उवाच । १६ एतैः वाक्यैः खलु त्वं मम मर्माणि कृन्तसि । १७ सुमन्त्रः अस्य वाक्यस्य अर्थं न अन्वबुध्यत ।

## ગુજરાતી વાક્યો.

૯ પ્રાતઃકાળે વસિષ્ઠ સામગ્રી લઇને રાજમંદિરમાં દાખલ થયા. ૧૦ મંત્રી સુમંત્રને બોલાવીને બોલ્યા. ૧૧ હું આવ્યો છુ, એમ રાજાને શીઘ્ર કહી દો. ૧૨ એટલી ઉતાવળ રાખો કે જેથી પુષ્ય–નક્ષત્રમાં રામને રાજ્ય મળે. ૧૩ એ સાંભળીને તે પણ અંત:પુરમાં દાખલ થયો. ૧૪ રાજાની અવસ્થા જાણ્યા વગર જ તેનાં વખાણ કરવા શરૂ કર્યાં. ૧૫ ધાર્મિક રાજા દશરથ રામ પ્રતિ છિન્ન હૃદય બનીને શોકથી રાતી ( ईक्षण ) આંખથી તેને બોલ્યા. ૧૬ આ વાક્ય વડે તો તું મારૂં હૃદયજ ચીરી રહ્યો છે. ૧૭ સુમન્ત્ર આ વાક્યનો અર્થ ન સમજ્યો.

## संस्कृत-वाक्यानि ।

१८ यदा दशरथः दैन्यात् न वक्तुं शशाक, तदा मन्त्रज्ञा कैकेयी सुमंत्रं प्रत्युवाच । १९ हे सुमन्त्र ! राजा रजनीं प्रजागरपरिश्रान्तः निद्रां गतः, अतः त्वरितं रामं अत्र आनय।

## ગુજરાતી વાક્યો.

૧૮ જ્યારે દશરથ દુઃખથી બોલવાને પણ સમર્થ રહ્યો નહિ, ત્યારે વિચારનો ભાવ સમજનારી ( મનોભાવના જાણનારી ) કૈકેયી સુમંત્રને કહેવા લાગી. ૧૯ હે સુમંત્ર ! રાજા રાત્રે જાગરણથી થાકેલા સૂતા છે. માટે તુરતજ રામને અહીં લાવ.

## समास ।

१ कैकेयीवचन—कैकेय्या वचनं कैकेयीवचनं ( કૈકેયીનુ ભાષણ )
२ विधवा—विगतः मृतः धवः पतिः यस्या सा विधवा पतिहीना मृतपतिका स्त्री । ( જેનો પતિ મરી ગયો છે. )
३ राजमंदिरं—राज्ञः मंदिरं राजमंदिरं ( રાજ ભવન )
४ भग्नहृदयः—भग्नं हृदयं यस्य स भग्नहृदय । ( જેનું હૃદય છિન્નભિન્ન થયું છે. )
५ मंत्रज्ञा—मंत्रं जानाति इति मन्त्रज्ञा ( વિચારનો ભાવ જાણનારી )
६ प्रजागरपरिश्रान्त— प्रकर्षेण अतिशयेन जागरः जागरणं प्रजागरः । परितः सर्वत श्रान्तः परिश्रान्तः । प्रजागरेण परिश्रांत प्रजागरपरिश्रांत । ( જાગરણના લીધે થાકેલો )

વાંચકે સમાસોનો પણ અભ્યાસ સારી પેઠે કરવો. અને આ પાઠનાં વાકયોનો પણ સારી પેઠે અભ્યાસ કરવો, અને જ્યારે આખો પાઠ પૂરો થાય ત્યારે ફકત વાકયોજ વારંવાર વાચતા રહેવું.

## સંધિ કરેલાં વાકયો

श्रुत्वा तत्कैकेयीवचनं राजा दशरथो निःश्वस्य छिन्नस्तरुरिवापतत्। दीनया वाचा च कैकेयीमपृच्छत्। केन त्वमेवमुपदिष्टा ? नानादिग्भ्यः समागता राजानः किं मां वक्ष्यन्ति ? रामं वनं गच्छन्तं, सीतां च *रुदतीं दृष्ट्वा, चिरं जीवितुं नाशंसे। हे कैकेयि! मद्वी-*नस्मान्नरके प्रक्षिप्य सुखिता भव। मयि मृते, रामे च वनं गते, त्वं विधवा भूत्वैव राज्यं करिष्यसि। तथा विलपतो दशरथस्य सूर्योऽस्तं गतः। रजनी चाप्यावर्तत। प्रभातकालोऽपि जातः। प्रभात एवाशु वसिष्ठः संभारानुपगृह्य राजमन्दिरं प्रविवेश। सचिवं सुमन्त्रमाहूय प्रोवाच। मामागतं नृपतेः क्षिप्रमाचक्ष्व।

—०:०—

# પાઠ ૧૪

## भीमकर्णयोर्युद्धम् ।

रणे ज्वलन्तं पावकं इव क्रुद्धं भीमसेनं दृष्ट्वा कर्णः वातेन उद्धूतः अर्णवः इव अन्यं रथं आस्थाय अभ्ययात् । क्रुद्धं कर्णं दृष्ट्वा सर्वे भीमसेनं हुताशने हुतं इव अमन्यन्त । ततः घोरं चापशब्दं कृत्वा राधेयः भीमसेनरथं प्रति अभ्यद्रवत् । ततः तयोः भीमकर्णयोः घोरं युद्धं प्रारब्धम् । परस्परवधेच्छया लोचनैः दहन्तौ इव अन्योन्यं ददृशतुः, परुषाणि च वाक्यानि ऊचतुः । ततः कर्णः नवभिः शितैः शरैः महाबलं भीमं विव्याध ।

---

### ભીમ અને કર્ણનું યુદ્ધ

યુદ્ધમાં બળતી આગનાં જેમ ગુસ્સે થયેલા ભીમસેનને જોઇને કર્ણ હવામાં તરંગોને ઉછાળતા સમુદ્રની જેમ, બીજા રથ પર ચઢીને આવ્યો. ગુસ્સે બનેલા કર્ણને જોઇને બધા ભીમસેનને અગ્નિમાં હોમી દીધેલો સમજવા લાગ્યા. ત્યારે ભયંકર ધનુષ્ટંકાર કરીને કર્ણ ભીમસેનનાં રથ તરફ દોડયો. આ પછી તે ભીમ અને કર્ણનુ ભયંકર યુદ્ધ થયું. એકબીજાને મારવાની ઇચ્છાથી આંખોથી બાળતા એકબીજાને જોવા લાગ્યા, અને કઠોર વચનો કહેવા લાગ્યા. ત્યારે કર્ણે નવ તેજ બાણો વડે બલિષ્ઠ ભીમને વીંધી નાખ્યો.

भरतशार्दूलः भीमसेनः तु हेमपृष्ठ महत् धनुः रथे निक्षिप्य करे गदां गृहीत्वा कर्णरथं प्रति वेगात् अभ्यधावत् । तं पाण्डवर्षभं तथा वेगेन आपतन्तं विलोक्य कर्णः अपि मत्तः द्विपः मत्तं द्विप इव युद्धाय प्रत्युद्ययौ । तौ तथाविधौ दृष्ट्वा उभये अपि बले सर्वे च महारथाः कौतुकपरवशाः चित्रे इव तस्थुः । तस्मिन् समये तयोः जयपराजयौ न व्यक्त अलक्षयताम् । ततः तौ अन्योन्य तीक्ष्णैः बाणैः जिघांसन्तौ वृष्टिमन्तौ अम्बुदौ इव प्रेक्षणीयतरौ आस्ताम् । ताभ्यां मुक्ताः गृध्रपत्राः शराः आकाशे शरदि मत्तानां सारसानां श्रेण्यः इव चकाशिरे ।

---

ભરતકુળમા વાઘની માફક ભીમસેન, સોનાની પીઠવાળા મહાન્ ધનુષને રથમા નાખીને હાથમા ગદા લઇ કર્ણના રથ તરફ અતિવેગથી દોડ્યો તે પાડવોમા શ્રેષ્ઠને એ પ્રમાણે વેગથી આવી પડતો જોઇને કર્ણ પણ મસ્ત હાથી સાથે મસ્ત હાથીના જેમ લડાઇ લડવા સામો ગયો ( ધસ્યો ) તે બન્નેને તે પ્રમાણે ( સ્થિતિમા ) જોઇને બને બાજુની સેના તથા બધા મહારથી–ગણ કૌતુકને વશ થયા હોય તેમ ચિત્રની માફક થઇ ગયા તે વેળા તેમનો જય કે પરાજય સ્પષ્ટ માલમ પડતો ન હતો ત્યારે તે બને એક બીજાને તેજ બાણોથી મારવાની ઇચ્છા રાખતા, બાણવર્ષા કરતા કરતા વૃષ્ટિ-વાળા બે વાદળોની જેમ અત્યત દર્શનીય દેખાતા હતા તેણે છોડેલા ગીધની પાખવાળા બાણ આકાશમા શરદ્ ઋતુમા મસ્ત થયેલા સારસોની હારોની જેમ શોભવા લાગ્યા.

एवं प्रवृत्ते भीमः कर्णस्य धनुः त्रिभिः विशिखैः चकर्त; रथात् च सारथिं अपातयत्। तदा महाबलः कर्णः निःश्वसन् उरगः इव जीवितस्य अन्तकरीं महाशक्तिं उत्क्षिप्य भीमसेनाय चिक्षेप। ततः सूतनन्दनः राधेयः शक्तिं पुरन्दरः अशनिं इव विसृज्य सुमहानादं ननन्द। तस्य नादं निशम्य कौरवाः अत्यन्तं मुमुदुः। तां कर्णेन निर्मुक्तां अर्कप्रभां शक्तिं भीमः आशुगैः शरैः वियति एव चिच्छेद। एवं अन्योन्यं प्राजिहीर्षन्तौ गोष्ठेषु महर्षभौ इव परस्परं अभिवीक्षन्तौ तदा सायकान् व्यसृजताम्।

---

આ પ્રમાણે યુદ્ધ જામતાં ભીમે કર્ણના ધનુષને ત્રણ બાણોથી કાપી નાંખ્યું. અને રથમાંથી સારથીને તોડી પાડયો. ત્યારે અતિ બળવાળા કર્ણે ફૂફાડા મારતા નાગ જેમ જીવનનો અંત લાવનારી (મૃત્યુજનક) ભારે શક્તિને ઉઠાવીને ભીમસેન પ્રતિ છોડી.આ પછી સારથીપુત્ર કર્ણ એને ઇન્દ્રના વજ્રની માફક છોડીને ભારે હુંકાર કરતાં આનંદ માનવા લાગ્યો. એનાં અવાજને સાંભળીને કૌરવો ઘણાજ રાજી થવા લાગ્યા. તે કર્ણે છોડેલી સૂર્યસમાન તેજસ્વી શક્તિને ભીમે તેજ ગતિવાળા બાણોથી આકાશમાં જ કાપી નાંખી. આ પ્રમાણે એકબીજાને હરાવવાની ઇચ્છા કરતાં, ગૌશાળામાંનાં બે મોટા ( સાંઢ ) આખલાની જેમ એક બીજાને જોતા, ત્યારે બાણોને છોડવા લાગ્યા.

**ततः कर्णः भीमस्य शरैः आहतः अश्रुभिः पूर्णाक्षः विह्वलः रणं हित्वा महाभयात् जवनैः अश्वैः प्राद्रवत्। एवं कर्णे रणात् अपगते भीमः धृतराष्ट्रात्मजान् यमालयं निन्ये। तान् तथा पतितान् दृष्ट्वा प्रतापवान् कर्णः महता क्रोधेन आविष्टः पुनरपि युद्धाय कृतनिश्चयः समरभूमिं समाययौ। पुनः च तयोः प्रारब्धे युद्धे कर्णः सायकैः भीमसेनस्य कवच पाटयामास।**

**भीमसेनः तु कर्णस्य हयान् हत्वा, सारथिं च विनिहत्य प्रजहास। तत् दृष्ट्वा कर्णः तस्मात् रथात् अवारोहत्, गदां च गृहीत्वा रुषा भीमाय प्राहिणोत्।**

ત્યારે કર્ણ ભીમના બાણોથી મરાયો, અશ્રુપૂર્ણ આંખો વાળો, દુઃખી થતો થતો રણને છોડીને ભારે ભયથી, વેગવાળા ઘોડા પર ભાગી ગયો. આ પ્રમાણે કર્ણના રણમાથી ભાગી જવાથી ભીમ ધૃતરાષ્ટ્રના પુત્રોને ( કૌરવોને ) યમપુરી પહોંચાડવા લાગ્યો. તેઓને આ પ્રમાણે પડતા જોઇને પ્રતાપી કર્ણ ભારે ક્રોધથી ફરીને પાછો લડાઈ લડવાનો નિશ્ચય કરીને યુદ્ધ ભૂમિપર આવ્યો, અને પાછુ તે બને વચ્ચે યુદ્ધ શરૂ થતા કર્ણે બાણ વડે ભીમસેનના કવચને તોડી નાખ્યુ

ભીમસેન કર્ણના ઘોડા અને સારથીને મારીને ખડખડાટ હસવા લાગ્યો એ જોઇને કર્ણ તે રથમાથી ઉતરી પડયા, અને ગદા લઇને ક્રોધથી ભીમ તરફ ફેંકીને મારી.

**महागदां आपतन्तीं भीमः आलक्ष्य स्वनिशितैः शरैः सर्वसैन्यस्य पश्यतः एव अवारयत्। एवं पुनः अपि विफलमनोरथः कर्णः पदातिः एव भीमसेनात् पराङ्मुखः अभवत्।**

---

તે મોટી ગદાને આવતી જોઈને ભીમે પોતાનાં તેજ બાણોથી આખી ફોજને જોતજોતામાં થંભાવી દીધી. આ પ્રમાણે ફરી પાછો અસફળ મનોરથી કર્ણ પગેજ ભીમસેનથી મોં મચેડી ચાલ્યો ગયો.

समास।

१ चापशब्दः--चापस्य शब्दः।
२ हुताशनः-हुतं अश्नाति भक्षयति इति हुताशनोऽग्निः।
३ भीमकर्णौ--भीमश्च कर्णश्च।
४ परस्परवधेच्छा-परस्परस्य वधेच्छा। वधस्य इच्छा वधेच्छा।
५ विफलमनोरथः - विफलः निष्फलः मनोरथः यस्य सः।
६ सर्वसैन्यं-सर्वं च तत् सैन्यं च।
७ कृतनिश्चयः-कृतः निश्चयः येन सः।

—०—

# પાઠ ૧૫

## काकशृगालौ ।

एकदा एकेन काकेन इतः ततः पर्यटता एकं मांसखण्डं समासादितम् । तत् चञ्चुना गृहीत्वा सः कस्मिंश्चित् तुङ्गशाखिनः शिखरे भक्षणाय यावत् तिष्ठति, तावत् केनापि शृगालेन अदृश्यत । शृगालः असौ बुभुक्षार्तः आसीत् । सकलं अपि दिनं पर्यटना तेन न प्राप्तं आसीत् किं अपि बुभुक्षात्राणाय इति । अतः तं वायसं दृष्ट्वा तेन चिन्तितं, यत् येन केन प्रकारेण अपि अस्मात् इदं मांसखण्डं हरणीयं, नोचेत् प्राणयात्रा अपि दुष्करा भविष्यति इति ।

---

### કાગડો અને શિયાળ

એકવાર એક કાગડાને અહીંતહીં ફરતાં ફરતાં ( રખડતાં ) એક માંસનો ટુકડો મળ્યો. તેને તે ચાંચમાં લઇને કોઇ ઉંચા ઝાડની ટોચપર ખાવાને માટે જેવો બેઠો કે તેવોજ તેને કોઇએક શિયાળે જોયો. તે શિયાળ ભૂખ્યું હતું. આખો દિવસ ભટકતાં પણ તેને ભૂખ મટાડવાને કંઇ પણ મળ્યું નહિ. આથી તેણે તે કાગડાને જોઇને વિચાર્યું કે કોઇ પણ પ્રકારે આ માંસનો ટુકડો ઝૂંટવી લેવો જોઇએ; નહીં તો જીવવું પણ ભારે પડશે.

इत्थं मनसि संप्रधार्य, असौ उपायं क्षणं चिन्तयामास । उपायं संचिन्त्य असौ प्रसन्नवदनः काकं सम्बोधयन् प्राह-अहो नु खलु अदृष्टपूर्वः विलक्षणः भवान् विहगः । मन्ये किल भवान् विहङ्गमराजः । सौन्दर्यातिशयं तु भवतः नूनं वचसा वर्णयितुं न शक्यते । अहो नु खलु तव गतिः । मन्ये हंसमपि प्रत्यादेष्टुं सृष्टः भवान् । इत्येवं सर्वाङ्गसुन्दरत्वात् भवतः स्वरेण अपि अतीव सुमधुरेण भाव्यम् । यदि च सत्यं एतत् तर्हि अवश्यं अद्य भवान् मे श्रवणसरणिं स्वमधुरेण आलापेन कृतार्थयिष्यति इति ।

---

આ પ્રમાણે મનમાં વિચાર કરીને થોડી વાર ઉપાય વિચારવા લાગ્યો. યુક્તિ વિચારીને ( શોધીને ) તે પ્રસન્નવદનવાળો કાગડાને સંબોધીને બોલ્યો કે, અહો ! આપના જેવું વિચિત્ર પક્ષી તો ક્યાંય જોયું નથી ! હું માનું છું આપ પક્ષીઓના રાજા છો. આપની સુન્દરતાનું તો વાણીથી વર્ણન પણ થઇ શકતું નથી. અહો ! તમારી ચાલના તો શા વખાણ કરવા ! મારી સમજમાં તો હંસને પણ શીખવવાને માટે આપને બનાવ્યા છે. આ પ્રમાણે સર્વાંગ-સુંદર આપનો કંઠ પણ ચોકકસ મીઠો હોવો જોઇએ, અને જો આ વાત સાચી હોય તો જરૂર આપ આજે મારા કર્ણને આપના મધુર આલાપથી આભારી કરશો.

वायस तु इमां कपटस्तुतिं आकर्ण्य विस्मृत्यात्मनः स्वरूपं नितरां मुमोद । स्वरमाधुर्यं च प्रदर्शयितु-कामः "का का" इत्येव निनान्तं कर्णकटुनाद यावत् कर्तुं आरभते, तावत् तत् मांसखण्डं अधः-स्थितस्य शृगालस्य मुखे न्यपतत् । जम्बुक तु तत् भक्षयित्वा वायसमुपहसन् तारस्वरेण प्राह, अल आलापेन । किमर्थं व्यर्थं कर्णविवर विदारयसि कर्ण--कटुना अनेन आलापेन? तत् अन्यत्र गत्वा स्वैर कुरु आलापमिति ।

य पुरुष स्वगुणान् सम्यक् इह न परीक्षति सः

---

કાગડો આ કપટપૂર્ણ પ્રશંસાને સાંભળીને પોતાનું સ્વરૂપ ભૂલી જઈને ઘણો જ રાજી થયો અને પોતાના સ્વરની મધુરતા બતાવવા ની ઇચ્છાથી "કા કા" આ પ્રમાણે કર્ણને ઘણોજ કર્કશ અવા / જેવો કરવા લાગ્યો કે તેવામાં તે માંસનો ટુકડો નીચે બેઠેલા શિયાળના મોઢામાં જઈ પડ્યો તે શિયાળ તેને ખાઈને કાગડાને હસતો હસતો ( મશ્કરી કરતો ) મોટેથી કહેવા લાગ્યો કે 'આ લાપ કર નહિ શા માટે નાહક કાનોને કર્કશ લાગે એવા તારા આલાપથી કાનોને ફાડી રહ્યા છે? બીજે કયાંય જઈને મનગમતો આલાપ કર '

જે મનુષ્ય પોતાના ગુણોની સંસારમાં સારી પેઠે પરીક્ષા

खलु मिथ्याऽभिमानेन परितुष्यन् वायसदशां लभते इति अत्र नास्ति संशयः।

( કસોટી ) કરતો નથી, તે મિથ્યાભિમાનથી ફૂલાઇને કાગડા જેવી દશા પામે છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી.

## समास।

१ काकशृगालौ–काकश्च शृगालश्च ( કાગડો અને શિયાળ )
२ मांसखण्डे–मांसस्य खण्डम् ( માંસનો ટુકડો )
३ बुभुक्षार्तः– बुभुक्षया आर्तः। ( ભૂખથી દુઃખી )
४ प्राणयात्रा –प्राणानां यात्रा। ( જીવન યાત્રા )
५ प्रसन्नवदनः–प्रसन्नं वदनं यस्य सः ( પ્રસન્નવદનવાળો )
६ अदृष्टपूर्वः–न दृष्टं अदृष्टं। अदृष्टं पूर्वं यस्य। ( પહેલો ન જોએલો )
७ विहङ्गमराजा–विहङ्गमानां राजा। ( પક્ષિરાજ )
८ सौंदर्यातिशयः–सौंदर्यस्य अतिशयः ( અતિ સુંદરતા )
९ सर्वांगसुन्दरत्वं– सर्वाणि च तानि अंगानि सर्वांगानि, सर्वाङ्गानां सुंदरत्वं। सुंदरस्य भावः सुंदरत्वं। ( બધા અંગો વડે સુંદર )
१० कपटस्तुतिः–कपटयुक्ता स्तुतिः। ( કપટથી કરેલી સ્તુતિ )
११ तारस्वरः–तारश्चासौ स्वरश्च। ( ઉંચો સ્વર )
१२ कर्णविवरं कर्णस्य विवरं। ( કાનનું છિદ્ર )

—:*····*:—

## પાઠ ૧૬

અ-કારાન્ત પુલ્લિંગ શબ્દોના રૂપ વાંચકો જાણેજ છે. છતાં બરાબર ધ્યાનમાં રહે માટે અહીં ફરીથી આપવામાં આવે છે.

### जनः ( મનુષ્ય )

( १ ) जनः, जनौ, जनाः,। ( सं० ) हे जन, हे जनौ, हे जनाः। ( २ ) जनं, जनौ, जनान्। ( ३ ) जनेन, जनाभ्यां, जनैः। ( ४ ) जनाय, जनाभ्यां, जनेभ्यः।( ५ ) जनात्, जनाभ्यां, जनेभ्यः। (६) जनस्य, जनयोः, जनानां। ( ७ ) जने, जनयोः, जनेषु॥

### रामः ।

( १ ) रामः, रामौ, रामाः। ( सं० ) हे राम, हे रामौ, हे रामाः। ( २ ) रामं, रामौ, रामान्। ( ३ ) रामेण, रामाभ्यां, रामैः। ( ४ ) रामाय, रामाभ्यां, रामेभ्यः। ( ५ ) रामात्, रामाभ्यां, रामेभ्यः। (६) रामस्य, रामयोः, रामाणां। (७) रामे, रामयोः, रामेषु॥

વાંચક આ બન્ને શબ્દોનાં રૂપ તપાસે એમના રૂપોમા થોડો ફેર છે.

| | जनः | रामः |
|---|---|---|
| तृतीया एकवचन– | जनेन | रामेण |
| षष्ठी बहुवचन– | जनानां | रामाणां |

અહીં 'जन' શબ્દનાં રૂપમાં પ્રત્યયનો જે 'न' છે, તે 'राम' શબ્દનાં રૂપમાં ભળીને 'ण' માં બદલાઇ ગયો છે. એનો નિયમ આ છે—

### ૧૮ નિયમ

[ 'र અથવા ष' ની પછી આવનાર 'न' કારનો ण' થાય છે, અને એની વચ્ચે સ્વર, क વર્ગ, ह, य, व, र ના આવવાથી પણ 'न' નો 'ण' થાય છે. જુઓ—

'राम' શબ્દ 'र्+आ+म् +अ' આટલા શબ્દોથી બન્યો છે. એની સન્મુખ ત્રીજીનો 'इन'પ્રત્યય આવે તો =[ राम+इन ] = બનીને—

र्+ [ आ+म्+अ+इ ] + न = रामेण

આમ બને છે, અર્થાત્ 'र' અને 'न' ની વચ્ચે 'आ+म्+अ+इ' આટલા વર્ણો આવવાથી પણ ઉપરનાં નિયમાનુસાર 'न' નો 'ण' થાય છે.

આ પ્રમાણે 'रामाणां' ની જગ્યાએ પણ આ નિયમથી 'न' કારનો 'ण' કાર થાય છે. એવુંજ બીજે પણ સમજવું.

'जनेन, जनानां' આ રૂપોમાં 'र અથવા ष' નથી, માટે અહીં નકારનો ण થતો નથી.

शब्द ।

| | | | |
|---|---|---|---|
| पट | = વસ્ત્ર | ज्वर | = જ્વર |
| पाक | = રાંધેલું અન્ન | भृत्य | = નોકર |
| दीप | = દીવો | बुध | = જ્ઞાની |
| योध | = વીર | कपोत | = કબુતર |
| तरग | = લહેર, મોજા | आश्रम | = આશ્રમ |
| आतप | = તડકો | पायस | = ખીર |
| ग्रन्थ | = પુસ્તક | वायस | = કાગડો |
| पार्थिव | = રાજા | वैद्य | = વૈદ્ય |

संस्कृत-वाक्यानि ।

हे मित्र ! तं पटं अत्र आनय । सः पटः कस्य अस्ति ? केन तत्र स्थापितः ? केन सः कृतः ?

इदानीं भोजनस्य समयः जातः। किं पाकः सिद्धः न वा ? यदि पाकः सिद्धः अस्ति, तर्हि इदानीं एव भोजनाय अहं आगन्तुं इच्छामि ।

अस्मिन् स्थाने दीपः नास्ति। त्वया अत्र दीपः किं न स्थापितः ? शीघ्रं त्वं तत्र गच्छ दीपं च अत्र आनय । सः मनुष्य ज्वरेण पीडितः अस्ति । इदानीं

तस्य शरीरे अतीव ज्वरः आस्ति । अतः एतत् औषधं तस्मै देहि । अधुना एव देहि ।

तव भृत्यः इदानीं अत्र नास्ति किम् ? तेन त्वः किं कृतम् ? येन सः कुपितः असि ।

बुधः सदा योग्यं वचनं एव उपदिशति । कदा अपि अयोग्यं भाषणं न वदति । अतः बुधस्य एव मित्रता संपादनीया ।

यथा योधः संग्रामं इच्छति तथा त्वं अपि इच्छसि किम् ? योधे धैर्यं भवति । शौर्यं अपि तत्रैव भवति ।

बुधः इदानीं शोभनं ग्रंथं लिखति । तस्य ग्रंथस्य पठनं कः करिष्यति ?

यदि तव गृहे पायसः अस्ति तर्हि मह्यं देहि । अहं पातुं इच्छामि ।

वायसः कठोरं शब्दं करोति, न तथा कोकिलः । कोकिलः मधुरं शब्दं करोति ।

मम आश्रमे उत्तमः कोकिलः अस्ति । सः प्रतिदिनं मधुरं गायनं करोति । सायंकाले तस्य मधुरं शब्दं श्रुत्वा मम हृदयं सन्तोषं प्राप्नोति ।

—:*:—

# પાઠ ૧૭

હવે નીચે લખેલા શબ્દો મોઢે કરો—

## अकारान्त पुल्लिंग शब्द

| | | | |
|---|---|---|---|
| शब्दः | = શબ્દ | दुर्जनः | = દુષ્ટ મનુષ્ય |
| द्वेषः | = દ્વેષ, શત્રુતા | पाठ. | = પાઠ |
| प्रयत्न | = યત્ન, પ્રયત્ન | होम | = યજ્ઞ, હવન |
| वर्ण· | = રંગ, વર્ણ | यज्ञः | = ,, ,, |
| आर्यः | = આર્ય | आश्रम | = આશ્રમ |
| बुधः | = જ્ઞાની | याग | = યજ્ઞ |
| अध्यापक | = ગુરૂ | धीर | = ધૈર્યવાન |
| दमः | = ઇન્દ્રિયદમન | आचार्यः | = આચાર્ય |
| शमः | = મનનુ સયમ | उपवास | = ઉપવાસ |
| | | जयः | = વિજય |

અકારાન્ત પુલ્લિંગ નામોના જેમજ એના રૂપ થાય છે વાચક એના રૂપો બનાવીને અનેક વાકયો બનાવી શકે છે.

### संस्कृत-वाक्यानि ।

१ यथा गर्दभस्य शब्दः तथा एव उष्ट्रस्य रूपम् ।
२ उष्ट्रस्य विवाहे गर्दभः गायकः भवति ।

### ગુજરાતી વાકયો

૧ જેવો ગધેડાનો અવાજ તેવુ જ ઉંટનુ રૂપ. ૨ ઉંટના વિવાહમાં ગાયક ગધેડો હોય છે.

## संस्कृत-वाक्यानि ।

३ गर्दभस्य विवाहे उष्ट्रः नर्तकः भवितुं अर्हति। ४ शब्दे नित्यः अर्थः विद्यते । ५ यथा मूषकस्य मार्जारेण सह स्वाभाविकः द्वेषः अस्ति, तथैव सिंहस्य गजेन सह वैरं आस्ति । ६ प्रयत्नेन सर्वं सिद्धं भवति। ७ यत्ने कृते यदि न सिध्यति तत्र कः दोषः? ८ आर्यः सर्वदा प्रयत्नं करोति । ९ तव कः वर्णः? तस्य किं कर्तव्यं ? १० बुधः सर्वं जानाति न तथा मूढः। ११ दुर्जनं प्रथमं वंदेत् सज्जनं तदनंतरम् । १२ अद्य तव अध्यापकेन कः पाठः पाठितः ?

## ગુજરાતી વાકયો

૩ ગધેડાનાં લગ્નમાં ઉંટ નર્તક થવાને યોગ્ય છે. ૪ શબ્દમાં હમેશાં અર્થ હોય છે. ૫ જેમ ઉંદરનું બિલાડી સાથે સ્વાભાવિક વૈર છે, તેમ સિંહનું હાથીની સાથે વૈર છે. ૬ યત્નથી સર્વ સિદ્ધ થાય છે. ( મળે છે ) ૭ યત્ન કરવાથી પણ જો તેમાં સિદ્ધિ ન મળે તો તેમાં શો દોષ છે ? ૮ આર્ય હમેશાં પ્રયત્ન કરે છે. ૯ તારો વર્ણ (રંગ) કયો છે ? તેનું શું કર્તવ્ય છે ? ૧૦ જ્ઞાની બધું જાણે છે, તેવું મૂર્ખ જાણતો નથી. ( ૧૧ ) દુષ્ટ માણસને પ્રથમ વંદન કરો ત્યાર પછી સજ્જનને. ( ૧૨ ) આજે તારા ગુરુએ કયો પાઠ ભણાવ્યો છે ?

संस्कृत-वाक्यानि।

१३ ब्राह्मणः यज्ञं करोति। १४ धीरः आचार्यः यथा उपदिशति तथा एव स्वयं आचरति। १५ शिष्यः नमस्कृत्य, आचार्यात् विद्यां गृह्णाति। १६ आचार्येण सह शिष्यः वनं गत्वा तत्र पठति।

ગુજરાતી વાક્યો

૧૩ બ્રાહ્મણ યજ્ઞ કરે છે. ૧૪ ધીરજવાન ગુરુ જેવો ઉપદેશ કરે છે, તેવુજ પોતે આચરણ કરે છે ૧૫ શિષ્ય નમસ્કાર કરીને આચાર્યની પાસે વિદ્યા ગ્રહણ કરે છે ૧૬ ગુરુની સાથે શિષ્ય વનમાં જઇને ત્યાં ભણે છે.

संस्कृत-वाक्यानि।

प्राणेन एव शरीरे बलं भवति। अन्नं अपि शरीरस्य बलं वर्धयति। तृषाशमनार्थं जलस्य पानं अवश्यं कर्तव्यम्। प्राणायामेन प्राणस्य वर्धनं भवति। ध्यानेन मनःशक्तिसंवर्धनं भवति।

रावणस्य राज्यं लंकायां आसीत्। तस्य रावणस्य हननं रामेण कृतम्। लंकाराज्यं राक्षसानां आसीत्। दुर्गं आश्रित्य राक्षसः युद्धं कर्तुं न शक्तः।

वृक्षस्य पत्रं पुष्पं फलं च सर्वं उत्तमं अस्ति। पुष्पस्य उत्तमः गन्धः, फलस्य शोभनः रसः, पत्रस्य च वर्णः आनन्दकरः भवति।

सः एव वीर्यवान् भवति यः मरणात् न बिभेति। यः मरणात् भीतः सः भीरुः इति उच्यते। राज्यस्य हेतोः क्षत्रियेण किं पातकं न क्रियते ?

युद्धे शत्रुं निहत्य पापं न भवति। युद्धात् यदि पलायनं क्रियते तर्हि पातकं भवति। यदि क्षत्रियः युद्धे मृतः भवति, तर्हि सः स्वर्गं आप्नोति। यदि विजयं प्राप्तः तर्हि सः राज्यं प्राप्नोति।

इदानीं सर्वः स्वकीयां रक्षां करोति। ज्ञानेन रक्षणं भवति। यथा बुधः स्वकीयं रक्षणं कर्तुं समर्थः अस्ति, न तथा अज्ञः मूढः मनुष्यः। अतः ज्ञानं अवश्यं प्राप्तव्यम्।

आदौ इंद्रियाणि नियम्य ज्ञाननाशनं क्रोधं कामं च जहि। तेन एव नरः सुखी भवति।

સંધિ કરેલાં વાક્યો

स एव वीर्यवान्भवति यो मरणान्न बिभेति। यो मरणाद्भीतः स भीरुरित्युच्यते। राज्यस्य हेतोः क्षत्रियेण किं पातकं न क्रियते ? युद्धे शत्रुं निहत्य पापं न भवति। युद्धाद्यदि पलायनं क्रियते तर्हि पातकं भवति। यदि क्षत्रियो युद्धे मृतो भवति, तर्हि स स्वर्गमाप्नोति। यदि विजयं प्राप्तस्तर्हि स राज्यं प्राप्नोति।

—:o:—

# પાઠ ૧૮

આ પાઠનાં ઇકારાન્ત નરજાતિનાં નામોનાં રૂપો આપવામાં આવ્યાં છે.

## रविः (સૂર્ય)

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| १ | रविः | रवी | रवयः |
| सं० | हे रवे | हे ,, | हे ,, |
| २ | रविम् | ,, | रवान् |
| ३ | रविणा | रविभ्याम् | रविभिः |
| ४ | रवये | ,, | रविभ्यः |
| ५ | रवेः | ,, | ,, |
| ६ | ,, | रव्योः | रवीणाम् |
| ७ | रवौ | ,, | रविषु |

આ શબ્દોમાં પણ 'रविणा' અને 'रवीणां' આ રૂપોમાં નકારનો णकार અગાઉનાં પાઠમાં જણાવેલા નિયમ પ્રમાણે થાય છે.

## कविः (જ્ઞાની, કાવ્યકર્તા)

( १ ) कविः, कवी, कवयः ( सं ) हे कवे, हे कवी, हे कवयः ( २ ) कविं, कवी, कवीन् । ( ३ ) कविना, कविभ्यां, कविभिः । ( ४ ) कवये, कविभ्यां, कविभ्यः (५) कवेः, कविभ्यां, कविभ्यः । ( ६ ) कवे, कव्योः, कवीनां । ( ७ ) कवौ, कव्योः, कविषु ।

આ શબ્દોનાં રૂપોમાં નકારનો णकार થયો નથી, એનું કારણ એમાં र અથવા ष અક્ષરની ગેરહાજરી છે.

હવે ઇકારાન્ત પુલ્લિંગ શબ્દ જુઓ—

શબ્દ ।

| | | | |
|---|---|---|---|
| पाणिः | = હાથ | रश्मिः | = કિરણ |
| मुष्टिः | = મુઠ્ઠી | कविः | = કવિ |
| मणिः | = મણી | नृपतिः | = રાજા |
| रविः | = સૂર્ય | भूपतिः | = રાજા |
| उदधिः | = સમુદ્ર | ग्रंथिः | = ગાંઠ |
| इषुधिः | = ભાથું | कपिः | = વાંદર |
| ऋषिः | = ઋષિ | दुंदुभिः | = ઢોલ |
| मुनिः | = મુનિ | प्रजापतिः | = પ્રજાપતિ |

संस्कृत-वाक्यानि ।

त्वं एकेन पाणिना इदानीं किं करोषि ? अहं पाणिभ्यां वस्त्रं आनयामि । सः पाणौ धनं गृह्णाति । इदानीं मम पाणिः मलिनः अस्ति । सः मुष्टिना युद्धं करोति । त्वं मुष्टियुद्धं जानासि किम् ? तेन सः मुष्टिभिः ताडितः । पुरुषेण मुष्टियुद्धं अवश्यं कर्तव्यम् । अहं मणिं कंठे धारयामि । सः मणीनां मालां पुत्रस्य कंठे स्थापयति । यदा मणिषु सूत्रं प्रविष्टं भवति तदा तेषां माला भवति । रविः प्रातः समये आगच्छति । सः तस्य

उदयः इति उच्यते । सः सूर्यः सायंकाले अस्तं गच्छति । सायंकालानंतरं रात्रिः भवति । रात्रिसमये अंधकारः भवति । प्रकाशस्य अभावः एव अंधकार। त्वया उदधिः दृष्टः न वा ? मया उदधिः दृष्टः । यदा अहं मुंबापुरीप्रदेशे गतः तदाः तत्र उदधिःमया दृष्टः। उदधेः जलं क्षारं भवति । उदधिजलात् एव लवणं प्राप्नोति । यदा उदधे जलं सूर्यस्य रश्मिभिः शुष्यति, तदा लवणं भवति । इषुधौ बाणाः भवन्ति । वीरः इषुधे बाणं गृह्णाति ।

ऋषि आश्रमे स्थित्वा किं करोति ? स स्वाशिष्यान् किं उपदिशति ? स वेदमन्त्रान् उपदिशति । शिष्याः वेदमंत्रान् पठन्ति । तेषां मननं च कुर्वन्ति। य· मननं करोति सः एव मनुष्यः भवति। मुनि मौनं साधयति । मननाय मौनं एव आवश्यकं अस्ति। सूर्यस्य रश्मि अद्य शोभनः अस्ति । यदा मेघाः भवन्ति, तदा एव सूर्यस्य रश्मिः न भवति । नृपतिः नरान् पालयति । भूपति· भूमिं रक्षति । प्रजापतिः प्रजानां पालनं करोति । कपि वृक्षे भवति । यदा सः ग्रामं आगच्छति तदा कुमाराः तं दण्डैः ताडयन्ति ।

त्वया दुंदुभेः शब्दः श्रुतः न वा ? इदानीं दुंदुभेः महान् शब्दः भवति ।

# પાઠ ૧૯

નીચે લખેલાં શબ્દો મોઢે કરો—

| | | | |
|---|---|---|---|
| पठितुं | = ભણવાને માટે | मह्यं | = મારે માટે |
| पुनः | = ફરીપાછું, પુનઃ | तुभ्यं | = તારે માટે |
| विमानः | = વિમાન | वस्त्रकारः | = વણકર |
| काष्ठं | = લાકડાં | रथकारः | = રથ બનાવનાર |
| निर्माणं | = બનાવટ | कुंभकारः | = કુંભાર |
| मृत्तिका | = માટી | सुवर्णकारः | = સોની |
| सुवर्णं | = સોનું | लोहकारः | = લુહાર |
| माला | = માળા | मालाकारः | = માળી |
| रथांगं | = રથનો ભાગ | लेखकः | = લેખક |
| श्रोता | = સાંભળનારા, શ્રોતા | याजकः | = યાજ્ઞિક |
| पूजकः | = પુજારી | शिक्षकः | = અધ્યાપક |
| विचारणा | = વિચાર | धारयित्वा | = ધારણ કરી |
| मननं | = મનન | योगाचारः | = યોગનો આચાર |
| मनोबलं | = મનોબળ | यशोवर्धकः | = કીર્તિ વધારનાર |
| कंदुकः | = દડો | अनध्यायः | = રજા |

આ શબ્દોને મોઢે કર્યાં પછી, નીચે લખેલાં વાક્યો વાંચક વિના મુશ્કેલીએ સમજી શકશે—

### वाचनपाठः ।

हे मित्र ! तव पुस्तकं अहं पठितुं इच्छामि । कुत्र अस्ति तव पुस्तकं ? यदि त्वं अधुना तत् न पठसि

तर्हि मह्यं देहि । अहं तत् श्वः वा परश्वः वा तुभ्यं पुनः दास्यामि । रामः रथेन अन्यं ग्रामं गच्छति । विष्णुमित्रः जलरथेन अन्यं देशं गन्तुं इच्छति । गोपालः आकाशरथेन विमानेन अन्यं प्रदेशं गच्छति ।

वस्त्रकारः सूत्रेण वस्त्रं करोति । रथकारः काष्ठात् रथस्य निर्माणं करोति । कुम्भकारः मृत्तिकापात्रं करोति । सुवर्णकारः सुवर्णस्य आभूषणं करोति । मालाकारः पुष्पाणां मालाः करोति । लोहकारः लोहस्य रथांगानि करोति । लेखकः पुस्तकं लिखति ।

पाठकः लेखं पुस्तकं च पठति । उपदेशकः धर्मस्य उपदेशं करोति । श्रोता तस्य श्रवणं मननं च करोति । याजकः यजनं करोति । पूजक पूजां करोति । शिक्षक शिष्यं पाठयति । योधः युद्धं करोति । सैनिक शस्त्रं गृहीत्वा धावति । धीर अश्वं आरोहति । राजा सैनिकान् प्रेरयति । मंत्रि युद्धस्य विचारणां करोति ।

ऋषि वने आश्रमस्थाने तपः तपति । मुनिः मौनं धारयित्वा मननं करोति । योगी योगाचारं आश्रित्य स्वकीयं मनोबलं वर्धयति ।

ये मनुष्या भिन्ना· वर्तन्ते तेषां योगक्षेमं नैव

कल्पते। भिन्नानां मनुष्याणां विनाशः एव शीघ्रं भवति। तेषां कः अपि तरणोपायः नैव अस्ति।

कुलस्य वर्धनाय सदाचारसंपन्नः पुत्रः आवश्यकः अस्ति। एकः अपि सत्पुत्रः यशोवर्धकः भवति। अहं अद्य सायंकाले तव गृहं प्रति आगमिष्यामि। त्वं तदा तत्र भविष्यसि किम्? यदि त्वं तत्रैव स्थास्यसि तर्हि अहं आगमिष्यामि, नोचेत् नैव आगमिष्यामि।

अस्मिन् गृहे एकः बालकः दुग्धं पिबति। अन्यः पुत्रः जलं पिबति। तत्र वृद्धमनुष्यः फलस्य रसं पिबति। कश्चित् तरुणः पुरुषः मोदकं भक्षयति।

अत्र बालः कंदुकेन क्रीडति। सः तत्र जले क्रीडति। अन्यः कश्चित् पुरुषः शीघ्रं धावति।

इदानीं तस्मिन् कूपे किञ्चित् अपि जलं नास्ति, परंतु अस्मिन् तडागे शोभनं सलिलं अस्ति। अत्र गुरुः इदानीं पर्यन्तं न आगतः, तथा च शिष्यः अपि न आगतः। अद्य इदानीं कः अपि नैव आगमिष्यति। अद्य अनध्यायः अस्ति। पश्य तस्य वीरस्य पराक्रमं सः शस्त्रस्य उपयोगं कर्तुं जानाति।

વાંચકે આ પાઠો વારંવાર વાંચવા અને સારી પેઠે અભ્યાસ કરવો—

—:o:—

## પાઠ ૨૦

### संस्कृत–वाक्यानि ।

१ सुमंत्रः गत्वा रामं ददर्श। ववन्दे च तं। उवाच च। २ हे राम! पिता त्वां द्रष्टु इच्छति। राज्ञी कैकेयी अपि त्वां द्रष्टु इच्छति। गम्यतां तत्र। मा चिरं इति। ३ एवं उक्तः नरसिंहः रामः सीतां संमान्य अन्तःपुरं अत्यगात्। अभिवाद्य च पितुः चरणौ सुसमाहितः कैकेय्या अपि चरणौ ववन्दे। ४ नृपतिः तु दीनः न शशाक ईक्षितुं, किं पुनः अभिभाषितुम्? तत्र नरपतेः रूपं भयावहं दृष्ट्वा भयं आपन्नः रामः।

### ગુજરાતી વાક્યો

૧ સુમંત્રે જઈને રામને જોયા તેને નમસ્કાર કર્યા, અને બોલ્યા ૨ હે રામ! પિતા તને મળવા ચાહે છે રાણી કૈકેયી પણ તને મળવા ચાહે છે ત્યાં જાઓ, સમય ન જાય ૩ આ પ્રમાણે કહેવાયેલા નરશ્રેષ્ઠ રામ સીતાનું સન્માન કરી અન્તઃપુરમાં ગયા પિતાના ચરણોને નમસ્કાર કરીને તેણે સાવધાન બનીને કૈકેયીના ચરણોની પણ વંદના કરી ૪ રાજા તો દીન બનીને જોવાને માટે પણ સમર્થ ન હતો, તો પછી શું બોલી શકે? તે રાજાના ડરામણા સ્વરૂપને જોઈને રામ ભયભીત થયા

## संस्कृत–वाक्यानि ।

५ कैकेयीं अभिवाद्य एव अब्रवीत्–कच्चित् मया न अपराद्धं येन मे कुपितः पिता ? कच्चित् न भरते शत्रुघ्ने मातॄणां वा मे अशुभम् ? ६ नृपे तु कुपिते मुहूर्तमपि जीवितुं न उत्सहे । ७ कैकेयी तु निर्लज्जा तदा आत्महितं वचः उवाच । राम ! राजा न कुपितः । न अस्य किंचन व्यसनं । मनोगतं तु किंचित् त्वद्भयात् न अनुभाषते । ८ त्वां अप्रियं वक्तुं न प्रवर्तते अस्य वाणी । एष हि पुरा मां अभिपूज्य वरं च दत्वा पश्चात् तप्यते राजा, यथा अन्यः प्राकृतः ।

## ગુજરાતી વાક્યો

૫ કૈકેયીને અભિવાદન કરીને બોલ્યા કે શું મેં તો કંઇ અપરાધ નથી કર્યોને, કે જેથી મારા પિતા ગુસ્સે થયા ? ભરત, શત્રુઘ્ન અને માતાઓની બાબતમાં મેં કંઇ અણુઘટતું તો ન કર્યું હોય. ૬ રાજાના ગુસ્સે થવાથી એક પળ પણ જીવવાને માટે મને ઉત્સાહ નથી. ૭ નિર્લજ્જ કૈકેયી ત્યારે પોતાનાં ભલાની વાણી બોલવા લાગી. હે રામ ! રાજા ગુસ્સે થયા નથી. તેને કંઇપણ દુ:ખ નથી. મનનાં કંઇક વિચારો તારા ભયથી ઉચ્ચારતા નથી. ૮ તારે માટે અપ્રિય બોલવાને એની વાણી તૈયાર થતી નથી. એ તો પ્રથમ મને પૂજીને અને વરદાન આપીને પછી ગુસ્સે થઇ રહ્યા છે રાજા, જેમ (अन्यः प्राकृतः) સાધારણ મનુષ્ય થાય છે. તેમ.

## संस्कृत-वाक्यानि ।

'९ एतत् श्रुत्वा रामः व्यथितः उवाच। अहो धिक्। हे देवि ! मां एवं वक्तुं न अर्हसि। राज्ञः वचनात् पावके अपि पतेयम्। तत् राज्ञः यत् अभिकांक्षितं तत् ब्रूहि। १० रामः द्विः न अभिभाषते। ११ ततः कैकेयी तं दारुणं वचः उवाच। १२ हे राम ! ते पित्रा मे वरौ दत्तौ। तत्र मे याचितः अधुना राजा, भरतस्य अभिषेचनं, तव च,अद्य एव दंडकारण्ये गमनं। यदि पितरं आत्मानं च सत्य-प्रतिज्ञं कर्तुं इच्छसि, तत् पितुः सन्निदेशे तिष्ठ।

## ગુજરાતી વાક્યો.

૯ આ સાંભળી રામ દુઃખ પામી બોલ્યા. અરે ધિક્કાર છે. હે દેવિ ! મને આવું કહેવાને ત લાયક નથી. રાજાની આજ્ઞાથી અગ્નિમાં પણ પડીશ. માટે રાજાને જે ઇષ્ટ છે, તે કહે. ૧૦ રામ બે વાર બોલતો નથી. ૧૧ ત્યારે કૈકેયી તેને કટુવચન બોલી ૧૨ હે રામ ! તારા પિતાએ મને બે વરદાન આપ્યા હતા. તે માટે મેં રાજાને હમણાં વિનંતી કરી કે ભરતનો રાજ્યાભિષેક અને તને આજે જ દંડકારણ્યમાં જવું પડે. જો પિતાને અને પોતાને સત્ય પ્રતિજ્ઞા કરવાની (સત્યનું પાલન કરવાની) ઇચ્છા હોય તો, પિતાની આજ્ઞા પાળ.

## संस्कृत–वाक्यानि ।

१३ नव पञ्च च वर्षाणि त्वया अरण्यं प्रवेष्टव्यम् । त्यक्त्वा अभिषेकं जटाचीरधारी भव । भरतः तु इमां पृथिवीं प्रशास्तु । १४ मरणोपमं वचनं श्रुत्वा रामः न विव्यथे । कैकेयीं च अब्रवीत् ।

## ગુજરાતી વાક્યો

૧૩ નવ અને પાંચ વર્ષ તારે વનવાસ ભોગવવો. રાજ્યાભિષેક તજીને જટા અને વલ્કલ ધારણ કરનારો થા. ભરત આ ભૂમિનું રાજ્ય કરે. ૧૪ મૃત્યુનાં જેવાં વચનો સાંભળી રામને દુઃખ ન થયું. અને કૈકેયીને કહ્યું.

વાંચકે આ વાક્યોનો ઉત્તમ અભ્યાસ કરવો. સંસ્કૃત વાક્યોમાં શબ્દો આગળ પાછળ હોય છે. તેનો અર્થ પૂર્વાપર સંબંધથી જોવો અને સમજવાનો પ્રયત્ન કરવો.

## સંધિ કરેલાં વાક્યો.

नव च पञ्च वर्षाण्यरण्यं त्वया प्रवेष्टव्यम् । प्रवेष्टव्यमरण्यं त्वया नव पञ्च च वर्षाणि । त्वयाऽरण्यं प्रवेष्टव्यं नव पञ्च च वर्षाणि ।

त्यक्त्वाऽभिषेकं जटाचीरधारी भव ।भव जटाचीरधार्यभिषेकं त्यक्त्वा । भरतस्त्विमां पृथिवीं प्रशास्तु । प्रशास्त्विमां पृथिवीं भरतः ।

—o–:o:—

# પાઠ ૨૧

આ પાઠમા ઉકારાન્ત પુલ્લિંગ શબ્દોના રૂપ આપવામા આવ્યા છે—

सूनुः ( પુત્ર, છોકરો )

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|
| १ | सूनुः | सूनू | सूनवः |
| सं० | हे सूनो | हे ,, | हे ,, |
| २ | सूनुं | ,, | सूनून् |
| ३ | सूनुना | सूनुभ्यां | सूनुभिः |
| ४ | सूनवे | ,, | सूनुभ्यः |
| ५ | सूनोः | ,, | ,, |
| ६ | ,, | सून्वोः | सूनूनां |
| ७ | सूनौ | ,, | सूनुषु |

આ પ્રમાણે ઉકારાન્ત નર જાતિના શબ્દોના રૂપ બનાવી શકાય છે

गुरुः ( ગુરુ )

(१) गुरुः, गुरू, गुरवः । ( सं. ) हे गुरो, हे गुरू, हे गुरवः । (२) गुरुं, गुरू, गुरून् । (३) गुरुणा, गुरुभ्यां, गुरुभिः । (४) गुरवे, गुरुभ्यां, गुरुभ्यः । (५) गुरोः, गुरुभ्यां, गुरुभ्यः । (६) गुरोः, गुर्वोः, गुरूणां । (७) गुरौ, गुर्वोः, गुरुषु ॥

આ ' गुरु ' શબ્દનાં રૂપોમાં " गुरुणा " અને " गुरूणां ".માં અઢારમાં પાઠમાં આપેલા નિયમથીજ न ની જગ્યાએ ण થયો છે.

उकारान्त पुल्लिंग शब्द—

| | |
|---|---|
| मृत्युः – મોત, મરણ | ऋतुः – બે માસનો કાળ |
| गुरुः – ગુરૂ, અધ્યાપક | क्रतुः – યજ્ઞ |
| इक्षुः – શેરડી | साधुः – સાધુ |
| मेरुः – મેરૂ પર્વત | तन्तुः – દોરો |
| वायुः – વાયુ | इषुः – બાણ |
| सेतुः – પુલ | स्तनयित्नुः– વાદળાં |
| प्रभुः – સ્વામી. | बाहुः – હાથ, ભુજા |
| भिक्षुः – ભિખારી | पशुः – પશુ |
| शिशुः – બાળક | जन्तुः – પ્રાણી |

संस्कृत-वाक्यानि ।

यदा गुरुः पाठशालां आगच्छति तदा पठनं भवति। यथा गुरुः वदति, तथा एव त्वं पठ। मृत्युः सर्वस्य ईशः अस्ति। मृत्युना सर्वं व्याप्तम्। मृत्यवे त्वं किं दास्यसि? मृत्योः आत्मानं रक्षः। इक्षोः रसः अतिमधुरः भवति। इक्षुरसात् एव गुडः भवति। इक्षुं भक्षय इदानीम्। स भृत्यान् इक्षुभिः ताडयति। इक्षूणां रसं तस्मिन् भाण्डे स्थापय। मेरुः नामकः एकः पर्वतः अस्ति। उत्तरदेशे मेरोः स्थानं अस्ति। मेरौ देवानां एका सभा आसीत्। इदानीं वायुः वाति। यथा इदानीं

# પાઠ ૨૨

| | | | |
|---|---|---|---|
| अटति | = ફરે છે. | क्रीडति | = રમે છે. |
| ग्रीष्मः | = ઉનાળો | वसंतः | = વસંત ઋતુ |

## संस्कृत-वाक्यानि ।

१ रामः उवाच, मातः ! एवं अस्तु । अहं इतः वनं गमिष्यामि । राज्ञः प्रतिज्ञां अनुपालयन् जटाचीर-धरः च भवामि । हे देवि ! मन्युः न कार्यः । २ इदं तु ज्ञातुमिच्छामि, किमर्थं महीपतिः यथापूर्वं मां इदानीं न अभिनंदति ? हितेन, गुरुणा, कृतज्ञेन, नृपेण, पित्रा नियुज्यमानःअहं किं प्रियं न कुर्याम् ? ३ एतत् एकं एव मे हृदयं दहति, यद् राजा मां स्वयं एव भरतस्य अभिषेचनं न आह ।

## ગુજરાતી વાક્યો.

૧. રામ બોલ્યા – માતા ! બરોબર છે. હું અહીંથી વનમાં જઇશ. રાજાની પ્રતિજ્ઞાનું પાલન કરતાં જટા અને વલ્કલધારી બનીશ. હે દેવી ! ગુસ્સો કરો નહિ. ૨. હું એ જાણવાની ઇચ્છા રાખું છું કે કેમ રાજા પૂર્વવત્ હવે મને અભિનંદન કરતા નથી ? હિતકારક, મોટું, કૃતજ્ઞ, રાજા, પિતાથી નિયુક્ત કરેલ હું કયું પ્રિય કાર્ય ન કરીશ ? ૩. આ એક જ વાત મારા હૃદયને સંતાપે છે કે રાજાએ જાતે મને ભરતનાં રાજ્યાભિષેકની બાબતમાં કંઇ કહ્યું ન હ.

## संस्कृत-वाक्यानि।

४ तथापि राजानं आश्वासय । दूताः गच्छन्तु भरतं मातुलकुलात् आनयितुम्। एष अहं अपि गच्छामि दण्डकारण्यं चतुर्दश समा॰ वस्तुम्। ५ एतत् श्रुत्वा हृष्टा कैकेयी त्वरयामास राघवं प्रस्थानार्थम्। ६ कैकेयी उवाच-व्रीडान्वितः नृपः स्वयं न अभिभाषते त्वाम्। यावत् त्वं न यातः असि न तावत् तव पिता स्नास्यते भोक्ष्यते अपि। ७ राजा दशरथः एतत् वचनं श्रुत्वा दीर्घं निःश्वस्य 'धिक् कष्टं' इति उक्त्वा मूर्छितः न्यपतत्।

## ગુજરાતી વાક્યો

૪ છતા પણ રાજાનુ સમાધાન કર ભરતને મામાના ઘરથી લાવવા માટે સેવકો ચાલી જાય હું પણ દડકારણ્યમા ચૌદ વર્ષ વાસ કરવાને માટે જાઉં છુ. ૫ એ સાભળીને સતોષ પામેલી કૈકેયી રામને મોકલવાને માટે ઉતાવળ કરવા લાગી ૬ કૈકેયી બોલી, લજ્જા યુકત રાજા જાતે તને કહેતા નથી જ્યા સુધી તુ જશે નહી ત્યા સુધી તારા પિતા સ્નાન કરશે નહિ અને ભોજન પણ કરશે નહિ ૭ રાજા દશરથ આ વચન સાભળીને દીર્ઘ શ્વાસ લઇને 'ધિક્કાર છે! દુ ખ છે!' એવુ બોલી મૂર્છા પામી ઢળી પડયા

## संस्कृत-वाक्यानि ।

८ कशया हतः वाजी इव रामः अपि वनं गन्तुं कृतत्वरः बभूव । सः राजानं उत्थाप्य उवाच । ९ देवि ! न अहं अर्थपरः । मां धर्मे आस्थितं विद्धि । पितृशुश्रूषायाः महत्तरं किंचित् धर्माचरणं नास्ति । १० भवतु ! मातरं आपृच्छे तावत् । सीतां च अनुनयामि । ततः अद्य एव महत् वनं गमिष्यामि । ११ भवत्या तथा कर्तव्यं यथा भरतः राज्यं पालयेत् पितरं च शुश्रूषेत्, नः सः एव हि धर्मः ।

## ગુજરાતી વાક્યો

૮. ચાબુકથી ફટકારાયેલા ઘોડાની જેમ રામ પણ વનમાં જવાને માટે ઉતાવળ કરવા લાગ્યા. તે રાજાને બેઠા કરી બોલ્યા ૯. હે દેવી ! હું ધનનો લોભી નથી. હું ધર્મ ઉપર સ્થિત છું એમ જાણ. પિતાની સેવા કરવા સિવાય વધારે મોટું કોઇ પણ ધર્મનું આચરણ નથી, ૧૦. અસ્તુ ! માતાને પૂછું છું. સીતાને સાથે લઇ જઇશ. તો આજેજ મોટા વનમાં જઇશ. ૧૧. આપ એવું કરો કે જેથી ભરત રાજ્યશાસન કરે અને પિતાની સેવા – ચાકરી કરે, કારણકે અમારો એજ ધર્મ છે.

## संस्कृत-वाक्यानि ।

१२ विसंज्ञस्य अपि राज्ञः तथा कैकेय्याः अपि चरणौ रामः निष्पपात । निष्क्रम्य च अंतःपुरात् स्वं सुहृज्जनं च ददर्श । १३ क्रुद्धः लक्ष्मणः बाष्पपूरित-लोचनः तं अनुजगाम । १४ तदा माता कौसल्या तं आह-हे राम ! राजर्षीणां धर्मशीलानां कुलोचितं धर्मं कीर्तिं आयुः च प्राप्नुहि ।

## ગુજરાતી વાકયો

૧૨ મૂર્છિત પડેલા હોવા છતા પણ રાજાનાં તથા કૈકેયીના ચરણો પર રામે વંદન કર્યાં. અંતઃપુરથી બહાર નીકળી પોતાનાં મિત્રજ-નોને જોયા. ૧૩ ગુસ્સે થયેલો લક્ષ્મણ અશ્રુપૂર્ણનયનોથી તેમની પાછળ નીકળ્યો ( ચાલ્યો ). ૧૪ ત્યારે માતા કૌશલ્યા તેને બોલી કે હે રામ ! વૃદ્ધ રાજર્ષિનાં ધર્મ કુળને ઉચિત ધર્મને તથા કીર્તિ અને આયુષ્યને મેળવ.

વાંચકે આ વાકયોનો સારી પેઠે અભ્યાસ કરવો અને સંસ્કૃત વાકયોના પાઠ વારંવાર કરવા. ઓછામાં ઓછા વીસથી પચ્ચીસ વાર એને વાંચવો.

## સંધિ કરેલાં વાકયો

विसंज्ञस्यापि राज्ञस्तथा कैकेय्या अपि चरणौ रामो निष्पपात । निष्क्रम्य चान्तःपुरात्स्वं सुहृज्जनं च ददर्श ।

—०:०—

# પાઠ ૨૩

આ પાઠમાં ઋકારાન્ત પુલ્લિંગ શબ્દોનાં રૂપ આપ્યાં છે.

## कर्तृ (કરનાર, કર્તા)

| वि० | एक० | द्वि० | बहु० |
|---|---|---|---|
| १ | कर्ता | कर्तारौ | कर्तारः |
| सं० | हे कर्तः | हे ,, | ,, |
| २ | कर्तारं | ,, | कर्तॄन् |
| ३ | कर्त्रा | कर्तृभ्यां | कर्तृभिः |
| ४ | कर्त्रे | ,, | कर्तृभ्यः |
| ५ | कर्तुः | ,, | ,, |
| ६ | ,, | कर्त्रोः | कर्तॄणाम् |
| ७ | कर्तरि | ,, | कर्तृषु |

આ પ્રમાણે ઋકારાન્ત પુલ્લિંગ શબ્દોનાં રૂપ બને છે. ઋકારાન્ત શબ્દોમાં રકાર હોવાથી એ શબ્દોનાં નકારનો ण થાય છે, જેમકે 'कर्तॄणां' છઠ્ઠીનું બહુવચન થયું છે. 'पितृ' શબ્દનાં રૂપમાં થોડો ફરક છે. એના રૂપ જુઓ –

| | | | |
|---|---|---|---|
| १ | पिता | पितरौ | पितरः |
| सं | हे पितः | हे ,, | ,, |
| २ | पितरं | ,, | पितॄन् |
| ३ | पित्रा | पितृभ्यां | पितृभिः |

| | | | |
|---|---|---|---|
| ४ | पित्रे | पितृभ्यां | पितृभ्यः |
| ५ | पितुः | ,, | ,, |
| ६ | ,, | पित्रोः | पितणाम् |
| ७ | पितारि | ,, | पितृपु |

એમાં જે ફરક છે, તે પણ તપાસો—

| | | | |
|---|---|---|---|
| प्रथमा | कर्ता | कर्तारौ | कर्तारः |
| ,, | पिता | पितरौ | पितरः |

અહિ 'कर्तारौ' ની જેમ 'पितारौ' નથી થયુ, 'कर्तार' ની જેમ 'पितार:' થયું નથી આ ફરક વાચકે ધ્યાનમા રાખવો.

वक्तृ (વકતા)

(१) वक्ता, वक्तारौ, वक्तारः। (सं.) हे वक्तः, हे वक्तारौ, हे वक्तारः। (२) वक्तारं, वक्तारौ, वक्तृन्। (३) वक्त्रा, वक्तृभ्यां, वक्तृभिः। (४) वक्त्रे, वक्तृभ्यां, वक्तृभ्यः। (५) वक्तुः, वक्तृभ्यां, वक्तृभ्यः। (६) वक्तुः, वक्त्रोः, वक्तृणां। (७) वक्तरि, वक्त्रोः वक्तृपु।

આ પ્રમાણે વાંચક ઋકારાન્ત શબ્દોના રૂપ બનાવી શકે છે. વાંચકોની સગવડને માટે હવે નીચે ઋકારાન્ત શબ્દ આપવામા આવ્યો છે. પહેલા જણાવેલી રીત પ્રમાણે એના રૂપ બનાવીને વાંચકે વાકયો બનાવવા–

शब्द ।

| | | | |
|---|---|---|---|
| कर्तृ | = કરનાર, કર્તા | स्रष्टृ | = ઉત્પન્ન કરનાર |
| स्तोतृ | = સ્તુતિ કરનાર | भर्तृ | = ભરણ કરનાર |
| धातृ | = ધારણ કરનાર | निर्मातृ | = નિર્માણ કરનાર |
| विधातृ | = " " | +नृ | = મનુષ્ય |
| वक्तृ | = વક્તા, બોલનાર | +भ्रातृ | = ભાઈ |
| क्षत्तृ | = સારથી | +जामातृ | = જમાઈ |
| त्वष्टृ | = સુથાર | +देवृ | = દીયર |

[ +આ શબ્દોનો 'पितृ' શબ્દનાં સમાન રૂપ થાય છે. ]

આ શબ્દોના રૂપ બનાવીને વાંચકે પહેલાંના જેમ વાક્યો બનાવવાનો પ્રયત્ન કરવો.

## संस्कृत-वाक्यानि ।

१ अस्य विश्वस्य कः कर्ता अस्ति ? २ जगत्स्रष्टारं अहं पूजयामि । ३ स्तोता इदानीं किं वदति? ४ धात्रा इदं विश्वं रचितम् । ५ अस्य विश्वस्य ईश्वरः एव विधाता अस्ति । ६ तव जामाता कुत्र गतः ?

## ગુજરાતી વાક્યો

૧. જગત્‌નો કર્તા કોણ ? ૨. જગત્ નિર્માતાની હું પૂજા કરૂં છું. ૩. સ્તુતિ કરનાર હવે શું બોલે છે ? ૪. બ્રહ્માએ જગત્ રચ્યું છે. ૫. જગતનો કર્તા ઇશ્વરજ છે. ૬. તારો જમાઇ કયાં ગયો છે. ?

## संस्कृत-वाक्यानि ।

७ त्वं जामात्रे किं दातुं इच्छसि ? ८ तव जामातुः गृहं अत्र नास्ति । ९ मम पञ्च भ्रातृभिः एतत् निर्मितम् । १० त्वष्टारं अत्र आनय । ११ क्षत्तारं तत्र इदानीं एव नय । १२ तव गृहस्य निर्माता इदानीं एव अत्र आगनः । १३ धातु· इच्छा बलीयसी ।

## ગુજરાતી વાકયો

૭ તું જમાઇને માટે શું આપવા ઇચ્છે છે ? ૮ તારા જમાઇનું ઘર અહીં નથી. ૯ મારા પાંચ ભાઇઓએ આ કર્યું છે. ૧૦ તર્ખાણને અહીં લાવ. ૧૧ સારથીને ત્યાં હવે લઇ જા ૧૨ તારૂ ઘર બાંધનાર ( ઘરનો કર્તા ) હમણાં અહીં આવ્યો હતો. ૧૩ બ્રહ્મા ( ઇશ્વર ) ની ઇચ્છા બળવાન છે.

આ પ્રમાણે નાનાં નાના વાકયો બનાવવાનો મહાવરો વાંચકોએ કરવો જોઇએ. સાતે વિભકિતઓનાં રૂપ બનાવવાથી તેનો વાકયોમાં પ્રયોગ કરવો સહેલો બને છે. માટે આ પાઠમા આ શબ્દોનાં રૂપ બનાવવાનું વાંચકે શીખવું.



## પાઠ ૨૪

પૂર્વ પાઠોમાં આપેલા રામાયણોનાં વાક્યો આ પાઠમાં સંધિ કરીને આપ્યાં છે. એનું અધ્યયન કરવાથી સંધિઓનું જ્ઞાન વાંચકોને થાય છે.

सुमंत्रो गत्वा रामं ददर्श। ववन्दे च तमुवाच च। हे राम! पिता त्वां द्रष्टुमिच्छति। गम्यतां तत्र, मा चिरमिति। एवमुक्तो नरसिंहो रामः सीतां संमान्यान्तःपुरमत्यगात्। अभिवाद्य च पितुश्चरणौ सुसमाहितः कैकेय्या अपि चरणौ ववन्दे। नृपतिस्तु दीनो न शशाकेक्षितुं किं पुनरभिभाषितुम्? तच्च नरपतेः रूपं भयावहं दृष्ट्वा भयमापन्नो रामः।

कैकेयीमभिवाद्यैवाब्रवीत्, कच्चिन्मया नापराद्धं येन मे कुपितः पिता? कच्चिन्न भरते शत्रुघ्ने मातॄणां वा मेऽशुभम्? नृपे तु कुपिते मुहूर्तमपि जीवितुं नोत्सहे।

कैकेयी तु निर्लज्जा तदाऽऽत्महितं वच उवाच। राम! राजा न कुपितः। नास्य किंचन व्यसनं, मनोगतं तु किंचित्त्वद्भयान्नानुभाषते। त्वामप्रियं वक्तुं न प्रवर्ततेऽस्य वाणी। एष हि पुरा मामभिपूज्य वरं च दत्त्वा पश्चात्तप्यते राजा यथाऽन्यः प्राकृतः।

एतच्छ्रुत्वा रामो व्यथित उवाच। अहो धिक्!

हे देवि ! मामेवं वक्तुं नार्हसि । राज्ञो वचनात्पाव-केऽपि पतेयम् । तद्राज्ञो यदभिकांक्षितं तद् ब्रूहि । रामो द्विर्नाभिभाषते । ततः कैकेयी तं दारुणं वच उवाच । हे राम ! ते पित्रा मे वरौ दत्तौ । तत्र मे याचितोऽधुना राजा, भरतस्याभिषेचनं तव चाद्यैव दण्डकारण्ये गमनम् । यदि पितरमात्मानं च सत्य-प्रतिज्ञं कर्तुमिच्छसि तत्पितुः सन्निदेशे तिष्ठ । नव पंच च वर्षाणि त्वयाऽरण्यं प्रवेष्टव्यम् । त्यक्त्वा-ऽभिषेकं जटाचीरधारी भव । भरतस्त्विमां पृथिवीं प्रशास्तु । मरणोपमं वचः श्रुत्वा रामो न विव्यथे । कैकेयीं चाब्रवीत् ।

આ પાઠને એકવાર વાંચવો. એથી સંધિયુકત સસ્કૃત અભ્યાસ કરવાનો અને સમજવાનો મહાવરો થશે. હવે આ પાઠમા આવેલા સમાસોનું વિવરણ આપવામા આવે છે. એનો અભ્યાસ વાચકે ધ્યાનપૂર્વક કરવો.—

## समास ।

नरसिंहः = नराणां सिंहः ( મનુષ્યોમા સિંહ )
सुसमाहितः = सुष्ठु समाहितः ( ઉત્તમ શાંત )
नृपतिः = नृणां पतिः ( મનુષ્યોનો પતિ )
नरपतिः = नराणां पतिः ( ,, ,, )
अशुभं = न शुभं ( જે શુભ નથી )

मनोगतं = मनसि गतं (મનમાં ગએલું)
त्वद्भयं = तव भयं (તારો ભય)
अप्रियं = न प्रियं (જે પ્રિય નથી)
सत्यप्रतिज्ञः = सत्या प्रतिज्ञा यस्य सः (સત્ય છે પ્રતિજ્ઞા જેની તે)
जटाचीरधारी = जटा च चीरं च जटाचीरे। जटाचीरे धारयतीति जटाचीरधारी। (જટા અને વલ્કલ ધારણ કરનાર)
मरणोपमं = मरणस्य उपमा यस्य तत्। (મરણની ઉપમા છે જેની)

હવે વાંચકોની સગવડ માટે થોડી સંધિઓ અહીં આપી છે.—

सुमंत्रो गत्वा--सुमंत्रः गत्वा। चोवाच--च उवाच।
नरसिंहो रामः--नरसिंहः रामः।
तद्ब्रूहि-- तत् ब्रूहि।
पितुश्चरणौ-- पितुः चरणौ।
कैकेय्या अपि-- कैकेय्याः अपि।
शशाकेक्षितुं-- शशाक ईक्षितुम्।
तच्च नरपते रूपं - तत् च नरपतेः रूपं।
नापराद्धं-- न अपराद्धं। एतच्छ्रुत्वा--एतत् श्रुत्वा।
किंचित्त्वद्भयान्नानुभाषते-- किंचित् त्वत्-- भयात् न अनुभाषते।

વાચકે આ પ્રમાણે સંધિઓનો વિચાર કરવો. વારંવાર જોવાથીજ એનો પરિચય થશે અને એકવાર પરિચય થશે તો પછી કંઇ પણ ભારે રહેશે નહિ.

# પાઠ ૨૫

પુલ્લિંગ શબ્દોનાં રૂપો બનાવવાનું આપ શીખી ગયા છો. હવે થોડાજ અભ્યાસથી નપુંસકલિંગ શબ્દોનાં રૂપ બનાવવાનું જ્ઞાન પ્રાપ્ત થશે, માટે એની રીત અહીં આપવામાં આવી છે. અકારાન્ત નપુંસક (નાન્યતર) લિંગ શબ્દોનાં રૂપ નીચે લખેલી રીતે થાય છે.

ज्ञानम् शब्दः ।

| विभक्ति | एकवचन | द्विवचन | बहुवचन |
| --- | --- | --- | --- |
| १ | ज्ञानम् | ज्ञाने | ज्ञानानि |
| सं० | हे ज्ञान | हे ,, | हे ,, |
| २ | ज्ञानम् | ,, | ,, |
| ३ | ज्ञानेन | ज्ञानाभ्याम् | ज्ञानैः |
| ४ | ज्ञानाय | ,, | ज्ञानेभ्यः |
| ५ | ज्ञानात् | ,, | ,, |
| ६ | ज्ञानस्य | ज्ञानयोः | ज्ञानानाम् |
| ७ | ज्ञाने | ,, | ज्ञानेषु |

પહેલી, સંબોધન અને બીજી વિભક્તિઓનાં રૂપો છોડીને બીજી વિભક્તિઓનાં રૂપ અકારાન્ત પુલ્લિંગ શબ્દોના રૂપ જેવાંજ થાય છે. આ સમાનતા વાંચકે અવશ્ય તપાસવી. એ જાણવાથી નપુંસકલિંગ શબ્દોનાં રૂપ બનાવવા ઘણાંજ સહેલાં પડશે.

## मित्र शब्दः ।

| | | | |
|---|---|---|---|
| १ | मित्रं | मित्रे | मित्राणि |
| सं० | हे मित्र | हे ,, | हे ,, |
| २ | मित्रं | ,, | ,, |

બાકીનાં રૂપો અકારાન્ત પુલ્લિંગ શબ્દોનાં રૂપોની માફકજ થાય છે, જેમકે—

( ३ ) मित्रेण, मित्राभ्यां, मित्रैः । ( ४ ) मित्राय, मित्राभ्यां, मित्रेभ्यः । ( ५ ) मित्रात्, मित्राभ्यां, मित्रेभ्यः । ( ६ ) मित्रस्य, मित्रयोः, मित्राणां । ( ७ ) मित्रे, मित्रयोः, मित्रेषु ।

'मित्र' શબ્દમાં રકાર હોવાના કારણે "मित्राणि, मित्रेण, मित्राणां," આ રૂપોમાં, नं કારનો णं થયો છે. એનો નિયમ સોળમા પાઠમાં આપ્યો છે.

### शब्द ।

| | |
|---|---|
| हृदयं = હૃદય | आननं = મુખ |
| क्षत्रं = ક્ષાત્રતેજ | भेषजं = ઔષધ |
| दारिद्र्यं = દરિદ્રતા | क्षेत्रं = ખેતર |
| शरीरं = શરીર | श्रोत्रं = કાન |
| वदनं = મોં | रत्नं = રત્ન |
| सुखं = ,, | वसनं = વસ્ત્ર |
| कुंडलं = કાનનો શણગાર ( કુંડળ ) | अंशुकं = ,, |
| कंकणं = કંકણ | सुवर्णं = સોનું |

| | | | |
|---|---|---|---|
| क्षौमं | = રેશમી વસ્ત્ર | ताम्रं | = તાંબુ |
| कौशेयं | = ,, | चंदनं | = ચંદન |
| दुकूलं | = ,, | सख्यं | = મિત્રતા |
| आसनं | = આસન | तर्पणं | = તૃપ્તિ |
| ब्राह्मण्यं | = બ્રાહ્મણત્વ | चातुर्वर्ण्यं | = ચાર વર્ણોની વ્યવસ્થા |
| कुलं | = કુળ | | |
| वनं | = અરણ્ય | उद्यानं | = બાગ |
| विपिनं | = ,, | यानं | = રથ |
| काननं | = ,, | वेतनं | = વેતન |

આ અકારાન્ત નાન્યતર નામના સાતે વિભક્તિઓના રૂપો તમે બનાવીને હવે અનેક વાક્યો બનાવી શકો છો —

## संस्कृत–वाक्यानि ।

१ मम हृदयं कंपते । २ रामचंद्रस्य क्षत्रं प्रशंसनीयं । ३ तस्य मुखे शोभनं भाषणं भवति । ४ रोगस्य निवारकं औषधं देहि । ५ तस्य क्षेत्रे एकः तडागः अस्ति ।

## ગુજરાતી વાક્યો

૧. મારું હૃદય કંપે છે ૨ રામચંદ્રનું ક્ષાત્રતેજ પ્રશંસાને પાત્ર છે. ૩. તેનાં મોમાં સુંદર વાણી છે ૪ રોગને મટાડનાર ઔષધ આપ ૫. તેના ખેતરમાં એક તળાવ છે.

## संस्कृत-वाक्यानि ।

६ त्वं विविधैः रत्नैः कंठं किं न भूपयसि ? ७ मम कंकणं कौशेयं वस्त्रं च कुत्र रक्षितं इति न स्मरामि। ८ सुवर्णस्य कंकणं भवति। ९ तस्य कंकणानि यह्लनि सन्ति। १० सः अनेकानि यानानि गृहीत्वा उद्याने भ्रमति। ११ जनानां हितार्थाय चातुर्वर्ण्यं कृतम्।

## ગુજરાતી વાકયો

૬. તું વિવધ રત્નોવડે ગળાને કેમ શણગારતો નથી ? ૭. મારૂં કંકણુ અને રેશમી વસ્ત્ર કયાં મૂકયું, એ યાદ આવતું નથી. ૮. સોનાનું કંકણુ હોય છે. ૯. તેની પાસે કંકણ ઘણાં છે. ૧૦. તે અનેક ગાડીઓ લઇને બાગમાં ફરે છે. ૧૧. લોકોનાં ભલાં માટે ચાર વર્ણો કર્યા.

વાંચકે આ પ્રમાણે નાનાં મોટાં વાકયો બનાવવાં અને શબ્દોનો ઉપયોગ કરવાનો અભ્યાસ પાકો કરવો. આટલાં સાહિત્યથી વાંચક ઘણાં વાકયો બનાવી શકે છે.

## સંધિ કરેલાં વાકયો.

१ त्वं विविधै रत्नैः कण्ठं किं न भूपयसि ?
२ मम कंकणं कौशेयं च वस्त्रं कुत्र रक्षितमिति न स्मरामि।
३ सोऽनेकानि यानानि गृहीत्वोद्याने भ्रमति।

-:o:-:o-

# પાઠ ૨૬

આ પાઠમાં ઇકારાન્ત નપુંસકલિંગ શબ્દોનાં રૂપ તપાસો—

वारि ( જલ )

| | | | |
|---|---|---|---|
| १ | वारि | वारिणी | वारीणि |
| सं | हे वारे, हे वारि ! | हे ,, | हे ,, |
| २ | वारि | ,, | ,, |
| ३ | वारिणा | वारिभ्यां | वारिभिः |
| ४ | वारिणे | ,, | वारिभ्यः |
| ५ | वारिणः | ,, | ,, |
| ६ | ,, | वारिणोः | वारीणाम् |
| ७ | वारिणि | ,, | वारिषु |

આ શબ્દનાં રૂપો જેવાં ઇકારાન્ત નાન્યતર જાતીના નામોનાં રૂપ વાંચકે બનાવવા. પ્રાયઃ સંસ્કૃતમાં વિશેષણ પ્રસંગે ઇકારાન્ત નપુંસકલિંગ શબ્દોના રૂપ બનાવવા પડે છે. કારણકે સ્વતંત્ર શબ્દ ઘણાંજ થોડા છે, અને કેટલાએ શબ્દો એવા છે, કે જેના રૂપો થોડી ભિન્નતાથી જ બને છે.

दधि ( દહીં )

| | | | |
|---|---|---|---|
| १ | दधि | दधिनी | दधीनि |
| सं० | हे दधे, हे दधि ! | हे दधिनी | हे दधीनि |
| २ | दधि | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ३ | दध्ना | दधिभ्याम् | दधिभिः |
| ४ | दध्ने | ,, | दधिभ्यः |
| ५ | दध्नः | ,, | दधिभ्यः |
| ६ | दध्नः | दध्नोः | दध्नाम् |
| ७ | दध्नि, दधनि | ,, | दधिषु |

વાંચકે અહીં એકવચનનાં રૂપોમાં જે ખાસ ફરક છે, તે ધ્યાનમાં રાખવો. આ પ્રમાણે નીચે જણાવેલ શબ્દોનાં રૂપ બને છે.

### इकारान्त पुल्लिंग शब्द

अस्थि = હાડકું
सक्थि = જાંઘ
अक्षि = આંખ

सः पुरुषः सक्थ्ना तं ताडयति = તે માણસ જાંઘથી તેને મારે છે.

अस्थ्ना अस्थि रोहतु = હાડકાથી હાડકું વધે.
जंतुः अक्षिभ्यां पश्यति = પ્રાણી આંખો વડે જુએ છે.
सः दध्ना सह ओदनं भक्षयति = તે દહીં સાથે ભાત ખાય છે.

હવે આ પાઠમાં પૂર્વ પાઠોમાં આપેલા રામાયણનાં વાકયોનાં સંયુકત વાકયો બનાવીને આપીએ છીએ—

राम उवाच, मातः! एवमस्तु। अहमितो वनं गमिष्यामि। राज्ञः प्रतिज्ञामनुपालयन् जटाचीरधरश्च भवामि। इदं तु ज्ञातुमिच्छामि, किमर्थं महीपतिर्यथापूर्वं मामिदानीं नाभिनन्दति। हितेन गुरुणा कृत-

ज्ञेन नृपेण पित्रा नियुज्यमानोऽहं किं प्रियं न कुर्याम्? एतदेकमेव मे हृदयं दहति यद्राजा मां स्वयमेव भरतस्याभिषेचनं नाऽऽह। तथापि राजानमाश्वासय। दूता गच्छन्तु भरतं मातुलकुलादानयितुम्। एष अहमपि गच्छामि दण्डकारण्यं चतुर्दशसमा वस्तुम्।

एतच्छ्रुत्वा हृष्टा कैकेयी त्वरयामास राघवं प्रस्थानार्थम्। कैकेय्युवाच--व्रीडान्वितो नृपः स्वयं नाभिभाषते त्वाम्। यावत्त्वं न यातोऽसि न तावत्तव पिता स्नास्यते भोक्ष्यतेऽपि।

राजा दशरथ एतद्वचनं श्रुत्वा दीर्घं निःश्वस्य 'धिक्कष्टं' इत्युक्त्वा मूर्च्छितो न्यपतत्। कशया हतो वाजीव रामोऽपि वनं गन्तुं कृतत्वरो बभूव। स राजानमुत्थाप्योवाच।

देवि! नाहमर्थपरः। मां धर्ममास्थितं विद्धि। पितृशुश्रूषाया महत्तरं किंचिद्धर्माचरणं नास्ति। भवतु मातरमापृच्छे तावत्, सीतां चानुनयामि। ततोऽद्यैव महद्वनं गमिष्यामि। भवत्या तथा कर्तव्यं यथा भरतो राज्यं पालयेत् पितरं च शुश्रूषेत, नः स एव हि धर्मः।

विसंज्ञस्यापि राज्ञस्तथा कैकेय्या अपि चरणौ

रामो निष्पपात । निष्क्रम्य चान्तःपुरात्स्वं सुहृज्जनं च ददर्श । क्रुद्धो लक्ष्मणो बाष्पपूरितलोचनस्तमनुजगाम । तदा माता कौसल्या तमाह– हे राम ! राजर्षीणां वृद्धानां धर्मशीलानां कुलोचितं धर्मं कीर्तिमायुश्चाप्नुहि ।

વાંચકે આ પાઠો વારંવાર વાંચવા અને સારો અભ્યાસ કરવો. કોઇ વાક્યમાં કંઇ અઘરૂં માલમ પડે તો આજ ચોપડીનાં પાઠ બાવીસમાં જોવું. ત્યાં પદચ્છેદ પૂર્વક આજ વાક્યો આપ્યાં છે, એ જોવાથી બધી શંકા દૂર થશે.

સંધિ કરેલાં વાક્યો

१ विसंज्ञस्यापि राज्ञस्तथा कैकेय्या अपि चरणौ रामो निष्पपात । २ रामश्चरणौ कैकेय्यास्तथा विसंज्ञस्य राज्ञोऽपि निष्पपात । ३ निष्पपात रामः कैकेय्याश्चरणौ तथा विसंज्ञस्य राज्ञोऽपि । ४ निष्क्रम्य चान्तःपुरात्स्वं सुहृज्जनं च ददर्श । ५ ददर्श च स्वं सुहृज्जनमन्तःपुरान्निष्क्रम्य । ६ लक्ष्मणः क्रुद्धो बाष्पपूरितलोचनस्तमनुजगाम । ७ अनुजगाम तं क्रुद्धो लक्ष्मणो बाष्पपूरितलोचनः । ८ बाष्पपूरितलोचनो लक्ष्मणस्तमनुजगाम । ९ तमनुजगाम बाष्पपूरितलोचनो लक्ष्मणः ।

—:*:—

# પાઠ ૨૭

આ પાઠમાં ઉકારાન્ત નપુંસકલિંગ શબ્દોનાં રૂપોનો અભ્યાસ કરો—

**मधु शब्दः ।**

| | | |
|---|---|---|
| १ मधु | मधुनी | मधूनि |
| सं० हे मधो, हे मधु ! | हे ,, | हे ,, |
| २ मधु | ,, | ,, |
| ३ मधुना | मधुभ्यां | मधुभिः |
| ४ मधुने | ,, | मधुभ्यः |
| ५ मधुनः | ,, | ,, |
| ६ ,, | मधुनोः | मधूनां |
| ७ मधुनि | ,, | मधुषु |

આ રીતે ઉકારાન્ત નપુંસકલિંગ શબ્દોનાં રૂપ વાંચક બનાવી શકે છે.

**શબ્દ ।**

| | | | |
|---|---|---|---|
| वस्तु | = પદાર્થ | अश्रु | = આસુ |
| मधु | = મધ | दारु | = લાકડી |
| श्मश्रु | = દાઢી | तालु | = તાળવું |
| जानु | = ઘુંટણ | जतु | = લાખ |
| त्रपु | = ટીન, સીસું | सानु | = પર્વતનું શિખર |

આ શબ્દોનાં રૂપ બનાવીને ઉપર જણાવ્યા પ્રમાણે વાક્યોમાં તેનો પ્રયોગ કરવાનો અભ્યાસ કરવો—

## संस्कृत-वाक्यानि ।

१ तत्र तव पेटिकायां कानि वस्तूनि सन्ति ? २ अस्य मधुनः मधुरः गन्धः भवन्ति । ३ सः इदानीं अश्रूणि मोचयति । ४ अत्र दारूणां भवनं त्वया किं न निर्मितं ? ५ त्वं स्वयं एव श्मश्रु मुंडसि न वा ? ६ तव तालुनि का व्यथा अस्ति ? ७ सानूनि गंधः सुगंधीकरोति । ८ इदानीं तव जानुनी कथं स्तः ?

## ગુજરાતી વાક્યો

૧.ત્યાં તારી પેટીમાં કયી વસ્તુઓ છે? ૨. આ મધની મીઠી ગંધ હોય છે. ૩. તે હવે આંસુ સારી રહ્યો છે. ૪. અહીં લાકડાનું ઘર તેં કેમ ન બનાવ્યું ? ૫. તું જાતેજ દાઢી કરશે કે ? ૬. તારાં તાળવામાં શી પીડા (થાય) છે? ૭. શિખરોને સુવાસ સુગંધીમય બનાવે છે. ૮. હવે તારાં બંને ઘુંટણો કેમ છે?

હવે આ પાઠમાં કેટલાક શ્લોકોના અર્થ જુઓ—

## श्लोक ।

आत्मोपभोगलिप्सार्थं नेयमर्थेप्सुता मम ।
भरणार्थं तु विप्राणां ब्रह्मन्कांक्षे न लोभतः ॥

( म० भा० वन० अ. २।२ )

अन्वयः—हे ब्रह्मन् ! इयं मम अर्थेप्सुता आत्मोप-भोगलिप्सार्थं न । विप्राणां भरणार्थं तु कांक्षे, न लोभतः ।

संस्कृत-टीका—हे ( ब्रह्मन् ) ! हे ब्राह्मण ! इयं मम ( अर्थेप्सुता ) अर्थस्य धनस्य ईप्सुता इच्छा ( आत्मोपभोगलिप्सार्थं ) आत्मनः उपभोगः आ-त्मोपभोगः आत्मोपभोगस्य लिप्सा इच्छा आत्मो-पभोगलिप्सा । आत्मोपभोगलिप्सार्थं स्वकीयोप-भोगस्य इच्छार्थं न नास्ति । विप्राणां ब्राह्मणानां भरणार्थं पोषणार्थं तु एव कांक्षे इच्छामि । न तु लोभतः, लोभेन न कांक्षे ।

અર્થ – હે બ્રાહ્મણ ! આ મારી ધન પ્રાપ્તિની ઇચ્છા પોતાના ભોગને માટે નથી. પરતુ બ્રાહ્મણોના પોષણ ને માટેજ હુ ધનની ઇચ્છા કરૂ છુ, લોભથી નહિ

कथमस्मद्विधो ब्रह्मन्वर्तमानो गृहाश्रमे ।
भरणं पालनं चापि न कुर्यादनुयायिनाम् ॥
( म० भारत वन० २।५३ )

अन्वयः — हे ब्रह्मन् ! गृहाश्रमे वर्तमानः अस्मद्विधः अनुयायिनां अपि भरणं पालनं च कथं न कुर्यात् ?

संस्कृत-टीका— हे ब्रह्मन् ! हे विप्र ! गृहाश्रमे

गृहस्थाश्रमे वर्तमानः वसन् अस्मद्विधः अस्मत्सदृशः क्षत्रियः अनुयायिनां अनुगामिनां जनानां अपि भरणं पोषणं, पालनं रक्षणं च कथं न कुर्यात ? अस्मत्सदृशेन क्षत्रियेण अवश्यं कर्तव्यम् इति भावः।

અર્થ—હે બ્રાહ્મણ ! ગૃહસ્થાશ્રમમાં રહેનારા અમારા જેવા ક્ષત્રિયે વડે પોતાના અનુયાયિઓનું પણ પાલન પોષણ કેવી રીતે ન થઇ શકે ?

વાંચકે આ પ્રમાણે શ્લોકોનો અભ્યાસ કરવો. આ શ્લોકો મોઢે કરવા યોગ્ય છે. અર્થાત્ શ્લોકોને મોઢે કરીને તેનો અર્થ સંસ્કૃતમાંજ પ્રથમ કરવાનો યત્ન વાંચકે કરવો. અન્વય અને સંસ્કૃતમાં ટીકા જોયા પછી પણ કંઇ મુશ્કેલી રહે તો, તે વેળા ભાષાનો અર્થ જોવો જરૂરી છે. બીજી કંઇ પણ જરૂરીયાત નથી. આથી વાંચકોને સંસ્કૃત સાથેનો પરિચય વધુ ગાઢ બનતો જશે. માટે આ સૂચનાનો વિચાર વાંચકે કરવો અને તે મુજબ ઉત્તમ અભ્યાસ કરવો.

સંધિ કરેલાં વાક્યો

अस्मादृशः क्षत्रियोऽनुयायिनामनुगामिनां जनानामपि भरणं पोषणं पालनं रक्षणं च कथं न कुर्यात् ? अस्मत्सदृशेन क्षत्रियेणानुयायिनां पालनं अवश्यं कर्तव्यमिति भावः।

—०:—:०—

# પાઠ ૨૮

આ પાઠમાં ઋકારાન્ત નપુંસકલિંગ શબ્દોનાં રૂપ જુઓ—

कर्तृ ( કરનાર )

| | | | | |
|---|---|---|---|---|
| १ | | कर्तृ | कर्तृणी | कर्तृणि |
| सं. | | हे कर्तृ | हे ,, | हे ,, |
| २ | | कर्तृ | ,, | ,, |
| ३ | कर्त्रा, | कर्तृणा | कर्तृभ्यां | कर्तृभिः |
| ४ | कर्त्रे, | कर्तृणे | ,, | कर्तृभ्यः |
| ५ | कर्तुः, | कर्तृणः | ,, | ,, |
| ६ | ,, | ,, | कर्तृणोः | कर्तृणां |
| ७ | कर्तरि, | कर्तृणि | ,, | कर्तृषु |

ત્રીજી વિભક્તિથી આ રૂપોમાં વાંચક જોઇ શકે છે, કે એકવચનનાં રૂપોમાં એક રૂપ પુલ્લિંગ ઋકારાન્ત શબ્દનાં રૂપોની જેમ છે અને બીજું નપુંસક શબ્દની જેમ છે. વાચકે આ વિશેષતા ધ્યાનમાં રાખે.

“ कर्तृ ” શબ્દનો અર્થ “ कर्ता, કરનાર ” છે. માટે એ વિશેષણ છે. જ્યારે એનાં રૂપ પુલ્લિંગના કાર્યમાં વપરાશે ત્યારે પુલ્લિંગ પ્રકરણોમાં આપેલાં રૂપો જેમ કરવાં જોઇએ, પરંતુ એનો ઉપયોગ નપુંસકલિંગના શબ્દોની સાથે કરવો હોય ત્યાં નપુંસકલિંગના રૂપોની પ્રમાણે રૂપ જોડવા જોઇએ. આ નિયમો આ શબ્દોના ઉપયોગ વેળા અવશ્ય ધ્યાનમાં રાખવા જોઇએ.

शब्द।

| | | | |
|---|---|---|---|
| ज्ञातृ | = જાણનારો | गृहीतृ | = લેનાર |
| कर्तृ | = કરનાર | वक्तृ | = બોલનાર |
| दातृ | = આપનાર | ईशितृ | = સ્વામી થનાર |
| भोक्तृ | = ભોગવનાર | धातृ | = ધારણ કરનાર |
| नेतृ | = ચલાવનાર | भवितृ | = થનાર |

આ શબ્દોનાં પુલ્લિંગ રૂપ બનાવતી વખતે પુલ્લિંગની રીત પ્રમાણે અને નપુંસકલિંગના પ્રયોગ વેળા નપુંસકની રીત પ્રમાણે રૂપ બનાવવા.

વાકયો

ज्ञानं एव सर्वस्य कर्तृ अस्ति–જ્ઞાનજ બધાનો કર્તા છે.
नेत्रं जन्तोः नेतृ भवति– આંખ પ્રાણીઓને દોરનાર ( હોય ) છે.
ब्रह्म सर्वस्य ईशितृ अस्ति–બ્રહ્મ સૌનો સ્વામી છે.

આ પ્રમાણે વાકયો બનાવવાનો વાંચકે અભ્યાસ કરવો. આ પ્રમાણેનો ઉપયોગ ભાગ્યેજ થાય છે, માટે અહીં ઘણા વાકયો આપ્યાં નથી. હવે કેટલાક શ્લોક આપ્યા છે—

( श्लोकः )

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
सतामेतानि गेहेषु नोच्छिद्यन्ते कदाचन ॥
( म० भारत वन० २।५५ )

अन्वयः — तृणानि भूमिः उदकं, चतुर्थी सूनृता वाक्, एतानि सतां गेहेषु कदाचन न उच्छिद्यन्ते ।

संस्कृतटीका— तृणानि तृणमयानि आसनानि, भूमिः पृथिवी स्थानं, उदकं जलं, चतुर्थी सूनृता सत्या वाक् वाणी, एतानि सतां सज्जनानां गेहेषु गृहेषु कदाचन कदा अपि न उच्छिद्यन्ते छिन्नानि न भवन्ति ।

અર્થ—ઘાસનું આસન, ભૂમિ અર્થાત્ સ્થાન, જળ અને સાદું સત્યભાષણ એ સજ્જનોનાં ઘરે કદાપિ ઘટતું નથી. ( મતલબ કે અતિથિ આવવાથી તેની સેવાને માટે આટલી વસ્તુઓ તો અવશ્ય રહે જ છે. )

देयमार्तस्य शयनं स्थितश्रान्तस्य चासनम् ।
तृषितस्य च पानीयं क्षुधितस्य च भोजनम् ॥
( म० भारत वन० २।५६ )

अन्वयः — आर्तस्य शयनं देयं, स्थितश्रान्तस्य च आसनं देयं, तृषितस्य च पानीयं, क्षुधितस्य च भोजनम् ।

संस्कृतटीका— आर्तस्य रोगार्तस्य शयनं देयं, स्थितश्रान्तस्य स्थितः ऊर्ध्वं स्थितः तत्सहितस्य श्रांतस्य च आसनं देयं, तृषितस्य तृषया क्लिष्टस्य

पानीयं जलं देयं, क्षुधितस्य च भोजनं दातव्यम् ।

અર્થ—રોગીને માટે શય્યા, થાકેલાં અને માંદાં માટે આસન, તરસ્યાં માટે જળ અને ભૂખ્યાંને અન્ન આપવું જોઇએ.

### अतिथिसत्कार

चक्षुर्दद्यान्मनो दद्याद्वाचं दद्यात्सुभाषिणीम्।
उत्थाय चासनं दद्यादेष धर्मः सनातनः ॥

( म० भारत, वन० २५७ )

अन्वयः — चक्षुः दद्यात्, मनः दद्यात्, सुभाषिणीं वाचं दद्यात्, उत्थाय च आसनं दद्यात्, एषः सनातनः धर्मः ।

અર્થ—( અતિથિ આપણે ઘરે આવે ત્યારે ) આપણી આંખ આપવી, મન આપવું, મધુર વચન કહેવાં, ઉઠીને આસન આપવું, એ સનાતન ધર્મ છે.

અતિથિનાં કાર્યને માટે આંખ, મન, વિ. પોતાનાં અવયવો અર્પણ કરવાં જોઇએ, એમ તાત્પર્ય છે.

### सूचना ।

વાંચક આ શ્લોકોનો સારી પેઠે અભ્યાસ કરે અને અન્વય વિગેરે તરફ પણ સારી પેઠે ધ્યાન આપે, કારણકે તેનાં સમજવામાં કંઇ પણ ગેરસમજુતિ રહેવી ન જોઇએ.

—:o:—

## पाठ २९

આ પાઠમાં નીચે જણાવેલા શ્લોકોનો અભ્યાસ કરો—

आत्मार्थं पाचयेन्नान्नं न वृथा घातयेत्पशून् ।
न च तत्स्वयमश्नीयाद्विधिवद्यन्न निर्वपेत् ॥
( म० भा० वन० २५९ )

अन्वयः-आत्मार्थं अन्नं न पाचयेत् । पशून् वृथा न घातयेत् । तत् स्वयं न अश्नीयात्, यत् विधिवत् न निर्वपेत् ।

संस्कृतटीका- आत्मार्थं आत्मनः स्वस्य अर्थं स्वार्थाय एव अन्नं भोजनादिकं न पाचयेत् न पक्तव्यम् । पशून् चतुष्पदान् वृथा व्यर्थं न घातयेत् । तत् अन्नादिकं स्वयं न अश्नीयात् भुंजीयात् यत् विधिवत् विधिं अनुसृत्य न निर्वपेत् ॥

અર્થ— પોતાને માટેજ ભોજન રાંધવું ન જોઇએ. પશુઓને વ્યર્થ મારી નાખવા ઉચિત નથી. જે વિધિપૂર્વક આપવામાં આવતું નથી, તે અન્ન જાતે ખાવું ન જોઇએ.

श्वभ्यश्च श्वपचेभ्यश्च वयोभ्यश्चाऽऽवपेद्भुवि ।
वैश्वदेवं हि नामैतत्सायं प्रातश्च दीयते ॥
( म. भारत, वन. २६० )

अन्वयः-श्वभ्यः च श्वपचेभ्यः च वयोभ्यः च भुवि आवपेत्। एतत् वैश्वदेवं नाम सायं प्रातः च दीयते।

संस्कृतटीका— श्वभ्यः श्वानेभ्यः, श्वपचेभ्यः चाण्डालेभ्यः,वयोभ्यः वायसेभ्यः भुवि भूमौ पृथिव्यां आवपेत् निर्वपेत् । एतत् वैश्वदेवनामकं अन्नदानं सायं सायंकाले तथा प्रातःकाले अपि दीयते ।

અર્થ— કુતરું, ચાંડાલ, કાગડા, વિગેરે માટે ભૂમિપર અન્ન રાખવું. એમ વૈશ્વદેવ નામનું સાયંકાળ અને પ્રાતઃકાળે અન્નદાન આપવામાં આવે છે.

विघसाशो भवेत्तस्मान्नित्यं चामृतभोजनः ।
विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथाऽमृतम् ॥
(म० भा० वन० २।६१)

अन्वयः- तस्मात् नित्यं विघसाशः अमृतभोजनः च भवेत् । भुक्तशेषं तु विघसः, यज्ञशेषं तथा अमृतम् ।

संस्कृतटीका— तस्मात् पूर्वोक्तकारणात् एव नित्यं प्रतिदिनं विघसाशः विघसं भुक्तशेषं अन्नं अश्नाति इति विघसाशः तथा जनः अमृतं यज्ञशेषं अन्नं भोजनं यस्य सः अमृतभोजनः भवेत् । भुक्तशेषं सर्वेषां अतिथीनां भोजनानन्तरं यद् अवशिष्टं तत् अन्नं भुक्तशेषं तद् एव भक्षणीयं अथवा यज्ञशेषं

यज्ञस्य शिष्टं अवशिष्टं अन्नं तत् अमृतरूपमेव भवति तत् भक्षणीयम् ।

અર્થ— માટે દરરોજ અતિથિ ભોજનથી બચેલું અન્ન અને યજ્ઞના પ્રસાદરૂપ અન્ન જ ખાવું યોગ્ય છે અતિથિભોજન પછી જે બચે છે, તે અન્નનું નામ વિઘસ છે, અને યજ્ઞનુ અવશેષ જે અન્ન છે, તે અમૃત કહેવાય છે.

चक्षुर्दद्यान्मनो दद्याद्वाचं दद्याच्च सूनृताम् ।
अनुव्रजेदुपासीत स यज्ञः पञ्चदाक्षिणः ॥

(म. भा. वन. २६२)

अन्वयः– चक्षुः दद्यात्, मनः दद्यात्, सूनृतां वाचं दद्यात्, अनुव्रजेत्, उपासीत, सः पञ्चदक्षिणः यज्ञः।

અર્થ— (અતિથિ માટે) પોતાની આખ આપે, મન આપે, ઉત્તમ મધુર ભાષણ આપે, તેની પાછળ ચાલે, તેની પાસે બેસે, આ પાચ દક્ષિણાઓ વડે યુક્ત યજ્ઞ કહેવાય છે

एवं यो वर्तते वृत्तिं वर्तमानो गृहाश्रमे ।
तस्य धर्मं परं प्राहुः कथं वा विप्र मन्यसे ॥

(म. भा. वन. २६४)

अन्वयः– यः गृहाश्रमे वर्तमानः एवं वृत्तिं वर्तते, तस्य परं धर्मं प्राहुः । हे विप्र ! कथं वा मन्यसे ?

संस्कृतटीका– यः मनुष्यः गृहाश्रमे गृहस्थाश्रमे वर्तमानः स्थितः एवं ईदृशीं वृत्तिं वर्तते, ईदृशं आचरणं करोति, तस्य मानवस्य धर्मं परं श्रेष्ठं प्राहुः वि-

शेषेण आहुः । हे विप्र ! कथं वा मन्यसे ? तव मतं कीदृक् अस्ति ?

અર્થ—જે ગૃહસ્થાશ્રમમાં રહેનારો માણસ આ પ્રમાણે વર્તન કરે છે, તેનો ધર્મ શ્રેષ્ઠ કહેવાય છે. હે બ્રાહ્મણ તારો અભિપ્રાય શો છે ?

વાંચકે આ શ્લોકોનો સારી પેઠે અભ્યાસ કરવો. શ્લોક, અન્વય અને સંસ્કૃત ટીકાનો સારી પેઠે અભ્યાસ અને મનન કરવાથી પાઠકોને ઘણો લાભ થઈ શકે છે. આટલા શ્લોકો ભણ્યા પછી વાંચકોની પ્રગતિ વધી જશે.

સંધિ કરેલાં વાક્યો

१ रविः प्रातःसमये आगच्छति । आगच्छति प्रातःसमये रविः । रविरागच्छति प्रातःसमये ।

२ स तस्योदयकाल इत्युच्यते । तस्योदयकालः स इत्युच्यते । उच्यते स तस्योदयकाल इति । उदयकालस्तस्य स इत्युच्यते ।

३ स सायंकालेऽस्तं गच्छति । अस्तं गच्छति स सायंकाले । सोऽस्तं गच्छति सायंकाले । सायंकालेऽस्तं गच्छति सः । गच्छत्यस्तं स सायंकाले ।

४ त्वयोदधिर्दृष्टो न वा ? उदधिर्दृष्टस्त्वया न वा ? दृष्टस्त्वयोदधिर्न वा ? उदधिस्त्वया दृष्टो न वा ?

५ भूपतिर्भूमिं रक्षति । भूमिं रक्षति भूपतिः । रक्षति भूपतिर्भूमिम् ।

## પાઠ ૩૦

तौ महात्मानौ वरायुधधरौ वीरौ भ्रातरौ रामलक्ष्मणौ दृष्ट्वा सुग्रीवः शङ्कितः अभवत् । ततः भयसन्त्रस्तं तं सुग्रीवं हनुमान्वाक्यकोविदः वाक्य उवाच । एषः वालिकृते महान् सम्भ्रमः त्यज्यताम् । मलयः अय गिरिवरः । इह वालिनः भयं नास्ति । सुग्रीवःतु हनुमतः शुभं वाक्य श्रुत्वा, ततः शुभतर वाक्य हनुमन्तं उवाच–एतौ दीर्घबाहू विशालाक्षौ शरचापासिधारिणौ सुरसुतोपमौ दृष्ट्वा कस्य न भयं स्यात् ।

---

### સુગ્રીવનો ભેટો

તે બ ને મહાત્મા શ્રેષ્ઠ શસ્ત્રોને ધારણ કરનાર વીર ભાઇઓ રામ અને લક્ષ્મણને જોઇને સુગ્રીવને શ કા થઇ ત્યારે ભયથી બીધેલા તે સુગ્રીવને વાચામા પ ડિત હનુમાન બોલ્યા–'આ વાલી વિષેના ભારે ગભરાટનો ત્યાગ કરો આ પર્વતોમા શ્રેષ્ઠ મલય પર્વત છે અહીં વાલીનો ભય નથી ' સુગ્રીવે હનુમાનના શુભ વચનો સાભળીને, તેનાથી પણ વધુ શુભ વાકયો હનુમાનને કહ્યા ' લાબા લાબા બાહુઓવાળા, મોટી મોટી આખોવાળા, બાણ ધનુષ અને તલવારને ધારણ કરનારા દેવપુત્રોના જેવા એ બ ને ને જોઇને કોને ભય ન લાગે ? '

राजानः हि बहुमित्राः भवन्ति । तस्मात् अत्र विश्वासः न क्षमः । यदि तु एतौ शुद्धात्मानौ, तर्हि जानीहि त्वम् । सुग्रीवस्य महात्मनः वचो निशम्य हनुमान् ऋष्यमूकात् पर्वतात् रामलक्ष्मणौ प्राप्तवान् । मारुतात्मजः हनुमान् ततः कपिरूपं परित्यज्य भिक्षुरूपं भेजे । ततः हनुमान् विनीतवत् उपागम्य राघवौ प्रणिपत्य श्लक्ष्णया सुमनोज्ञया वाचा मृदु वाक्यं उवाच-'भवन्तौ राजर्षिदेवप्रतिमौ तापसौ वरवर्णिनौ संशितव्रतौ इमं देशं कथं प्राप्तौ ? सुग्रीवः नाम धर्मात्मा कश्चित् वीरः वानरपुङ्गवः भ्रात्रा विनिकृतः दुःखितः जगत् भ्रमति ।

---

રાજાઓનાં ઘણાં મિત્રો હોય છે. માટે એમાં વિશ્વાસ મૂકવો ઠીક નથી. જો એ બંને શુદ્ધ આત્માવાળા છે. તો એની તું ખોજ કર. મહાત્મા સુગ્રીવની વાત સાંભળીને હનુમાન ઋષ્યમૂક પર્વતથી રામલક્ષ્મણ પાસે ગયા. પવન–પુત્ર હનુમાને ત્યારે (તે વેળા) વાંદરરૂપનો ત્યાગ કરીને ભિક્ષુકરૂપ ધારણ કર્યું. પછી હનુમાને પ્રાર્થીની જેમ પાસે જઇને રામ લક્ષ્મણને પ્રણામ કરીને શુદ્ધ અને સુંદર વાણી વડે કોમળ વાકય કહ્યાં— 'રાજર્ષિ દેવનાં જેવા તપસ્વી, સુંદર રૂપવાળા, વ્રતધારણ કરેલા, આપ બંને આ દેશમાં કેવી રીતે આવી પહોંચ્યા ? સુગ્રીવ નામનો ધર્માત્મા, વાનરોમાં શ્રેષ્ઠ વીર ભાઇ દ્વારા તિરસ્કાર કરાયેલો, દુઃખી બનીને સંસારમાં ફરી રહ્યો છે.

तेन सुग्रीवेण महात्मना प्रेषितः हनुमान् नाम वानरः अहं प्राप्तः। स हि युवाभ्यां सख्यं इच्छति। सुग्रीवप्रियकारणात् भिक्षुरूपप्रतिच्छन्नं ऋष्यमूकात् इह प्राप्तं मां तस्य सचिवं विद्धि।' एतत् तस्य वचः श्रुत्वा प्रहृष्टवदनः रामः पार्श्वतः स्थितं भ्रातरं लक्ष्मणं अब्रवीत्। 'अयं कपीन्द्रस्य महात्मनः सुग्रीवस्य सचिवः इह ममान्तिकं आगतः। नूनं अनेन कृत्स्नं व्याकरणं बहुधा श्रुतं यतः बहु व्याहरता तेन न किञ्चित् अपि अपशब्दितम्। अनया चित्रया वाचा कस्य उद्यतासेः अरेः अपि चित्तं नाराध्यते?'

---

તે સુગ્રીવ મહાત્માથી મોકલાયેલો હું હનુમાન નામક વાનર આપની પાસે આવ્યો છું તે આપ બન્ને જોડે મૈત્રિ કરવા ઈચ્છે છે. સુગ્રીવને રાજી કરવાને માટે ભિક્ષુકના રૂપમા છુપાએલા, ઋષ્યમૂકથી અહીં આવેલા મને તેનો મત્રી જાણવો.' આ તેનુ વચન સાંભળીને પ્રસન્નમુખ રામ એક બાજુ પાછળ ઉભેલા ભાઈ લક્ષ્મણને બોલ્યા—'આ મહાત્મા, કપિઓના સ્વામી, સુગ્રીવનો મત્રી અહીં મારી પાસે આવ્યો છે. નક્કી એણે સારૂ વ્યાકરણ અનેકવાર સાભળ્યું છે. કારણકે, ઘણુ બોલવા છતા પણ તેણે કોઇ પણ અપશબ્દ કહ્યો નથી આ આશ્ચર્યકારી વાણીથી કયા તલવાર ઉગામી રાખેલા શત્રુનુ ચિત્ત પણ રાજી ન થાય?'

'यस्य पार्थिवस्य एवंविधाः दूताः न भवेयुः, तस्य कार्याणि कथं सिद्ध्येयुः?' एवं उक्तः वाक्यज्ञः सौमित्रिः वाक्यज्ञं सुग्रीवसचिवं पवनात्मजं अभ्यभाषत- 'विद्वन् ! सुग्रीवस्य गुणाः विदिताः। सुग्रीववचनाद् यथा त्वं ब्रवीषि तत्तथा आवां करिष्यावः ' ततः परमसंहृष्टः प्लवगोत्तमः हनुमान् वाक्यविशारदं रामं प्रत्युवाच- 'पंपामण्डितकाननं नानाव्यालमृगैः युतं घोरं वनं सानुजः श्रीमान् किमर्थं आगतः ?' तस्य तद्वचनं श्रुत्वा रामचोदितः लक्ष्मणः आचचक्षे- 'द्युतिमान् धर्मवत्सलः दशरथः नाम राजा।'

---

'જે રાજાનાં આવા દૂત ન હોય, તેનાં કાર્ય કેવી રીતે પાર પડશે ?' આ પ્રમાણે કહેવાયેલો, વાતને સમજનારો લક્ષ્મણ વાકયને જાણનાર સુગ્રીવના મંત્રી, પવનપુત્રને બોલ્યો- 'હે વિદ્વાન્! સુગ્રીવના ગુણ અમે જાણી લીધા। સુગ્રીવનાં કહેવાથી જેમ તું કહે છે તેમ અમે કરીશું.' ત્યારે બહુ પ્રસન્ન થઈ વાંનરોમાં શ્રેષ્ઠ, વાકય બોલવામાં હોશિયાર હનુમાન રામને બોલ્યા- 'પંપાનામના સરોવરથી શોભાયમાન, જે નાનાં સર્પ, પશુ વિગેરેથી યુકત છે, એવાં ભયંકર વનમાં ભાઈ સાથે આપ શા માટે આવ્યા છો ?' તેની તે વાત સાંભળીને રામે પ્રેરણા આપી હોય તેમ લક્ષ્મણ કહેવા લાગ્યો – 'તેજસ્વી, જેને ધર્મ પ્રીય છે, એવા દશરથ નામના રાજા છે.'

'तस्य अयं जनैः श्रुतः रामः नाम पूर्वजः पुत्रः। राजलक्षणसंयुक्तः राज्यसंपदा च संयुक्तः राज्यात् भ्रष्टः मया सार्धं, हे महाभाग! सीतया भार्यया अनुगतः वने वस्तुं इह आगतः। अहं गुणैः दास्यं उपागतः अस्य नामतः लक्ष्मणः नाम अवरः भ्राता। अस्य भार्या रक्षसा अपहृता। केन कुत्र हृता इति न ज्ञायते। यस्य सीता स्नुषा आसीत्, यश्च धर्मवत्सलः शरण्यः आसीत्, तस्य शरण्यस्य पुत्रः सुग्रीवं शरणं गच्छति। यस्य प्रसादे सततं इमाः प्रजाः प्रसीदेयुः स रामः वानरेन्द्रस्य प्रसादं अभिकांक्षते।'

---

'તેનો આ પ્રસિદ્ધ રામનામનો સૌથી મોટો દીકરો છે ઘણોજ ભાગ્યશાળી છે! રાજ્યચિન્હોથી યુક્ત બનીને અને રાજ્યસંપત્તિથી યુક્ત બનીને આ રાજ્યથી ભ્રષ્ટ બનીને મારી સાથે અને સીતા નામની પોતાની પત્નીની સાથે વનમા રહેવાને માટે અહીં આવ્યો છે. હું ગુણોને લીધે એની સાથે છુ હું નામથી લક્ષ્મણ એવો પ્રસિદ્ધ એનો નાનો ભાઇ છું. એની સ્ત્રીને રાક્ષસે હરણ કરી લીધી છે કોણ કયા હરી ગયો, એ જાણીતુ નથી જેની સીતા પુત્ર વધૂ હતી અને જે ધર્મવત્સલ સૌને આસરો આપતો હતો, તે શરણ્યના પુત્ર સુગ્રીવના આજે આસરે જાય છે! જેની મહેરબાનીથી હંમેશા પ્રજા પ્રસન્ન થાય છે, તે રામ વાનરોના રાજાની મહેરબાનીની અભિલાષા રાખે છે'

एवं करुणं साश्रुपातं ब्रुवाणं सौमित्रिं हनुमान् प्रत्युवाच। 'स हि राज्यात् विभ्रष्टः वालिना कृत-वैरः, हृतदारः, भ्रात्रा विनिकृतः, भास्करात्मजः सुग्रीवः अस्माभिः सह सीतायाः परिमार्गणे युवयोः साहाय्यं करिष्यति।' ततः भिक्षुरूपं परित्यज्य वानरं रूपं आस्थितः तौ वीरौ पृष्ठं आरोप्य कपि-कुञ्जरः ऋष्यमूकात् मलयं गिरिं जगाम। तदा च सः कपिराजाय राघवौ वीरौ आचचक्षे। वानराधिपः सुग्रीवः हनुमतो वाक्यं श्रुत्वा दर्शनीयतमो भूत्वा राघवं प्रीत्या उवाच।

---

આ પ્રમાણે કરુણાપૂર્ણ અશ્રુઓને સારતાં, લક્ષ્મણને હનુમાન ઉત્તર આપવા લાગ્યો, 'રાજ્યથી ભ્રષ્ટ કરાયેલો, વાલી સાથે જેણે વેર બાંધ્યું છે, જેની સ્ત્રી હરણ કરાઈ ગઈ છે, જે ભાઈ-થી તરછોડાયો છે, એવો તે સૂર્યનો પુત્ર સુગ્રીવ અમારી સાથે મળીને સીતાની શોધમાં તમને બંનેને મદદ કરશે.' ત્યારે ભિક્ષુના રૂપનો ત્યાગ કરીને વાનરનાં રૂપમાં આવેલો તે બંને વીરોને પીઠપર બેસાડીને તે કપિઓમાં શ્રેષ્ઠ ઋષ્યમૂકથી તે મલય પર્વતે ગયો, અને ત્યારે કપિરાજે તે બંને વીર રામલક્ષ્મણની બાબતમાં કહ્યું. વાનરોનાં રાજા સુગ્રીવ હનુમાનની વાત સાંભળીને પોતાને દર્શન યોગ્ય બનાવીને રામ સાથે પ્રીતિપૂર્વક બોલ્યા.

# પાઠ ૩૧

'यदि मे सख्यं रोचते तर्हि एषः बाहुः प्रसारितः। पाणिना पाणिः गृह्यतां, ध्रुवा मर्यादा च बध्यताम्।' सुग्रीवस्य एतत् सुभाषितं वचनं श्रुत्वा संप्रहृष्टमना रामः पाणिना हस्तं पीडयामास। ततः तौ दीप्यमानं अग्निं प्रदक्षिणां चक्रतुः। सुग्रीवः राघवः च वयस्यत्वं उपागतौ। सुग्रीवः राघवं उवाच-'त्वं मे हृद्यः वयस्यः असि। नौ एकं दुःखं सुखं च अस्ति। हे राम! सेवकः मन्त्रिसत्तमः अयं ते आख्याति यत् त्वया धीमता लक्ष्मणेन च वियुक्ता रुदती जनकात्मजा रक्षसा अपहृता।'

---

જો મારી મિત્રતા સારી લાગતી હોય તો આ હાથ હું લંબાવું છું. હાથથી હાથ મળાવી ચોક્કસ મર્યાદા નક્કી કરો, અર્થાત્ પ્રતિજ્ઞા કરો. ''સુગ્રીવની આ સારી વાત સાભળીને પ્રસન્નમન રામ હાથથી હાથ દબાવવા લાગ્યા. ત્યારે તે બ નેએ પ્રકાશિત અગ્નિની પ્રદક્ષિણા કરી. સુગ્રીવ અને રામ મૈત્રિથી જોડાયા. સુગ્રીવે રામને કહ્યુ-'તું મારો અતિપ્યારો મિત્ર છે, આપણને બ નેને સુખ અને દુઃખ સરખાં છે. હે રામ! મ ત્રિઓમાં શ્રેષ્ઠ સેવક, એમ કહે છે, કે તારી શાણી અને લક્ષ્મણથી વિયોગ પામેલી, રડતી જનકની પુત્રી રાક્ષસથી હરણ કરાઇ છે

'रक्षसा रौद्रकर्मणा ह्रियमाणा, राम राम इति लक्ष्मण इति च विस्वरं क्रोशन्ती सा मया दृष्टा। शैलतले स्थितं मां दृष्ट्वा शुभानि आभरणानि उत्तरीयं च तया त्यक्तम्। तानि अस्माभिः गृहीतानि निहितानि च। तानि अहं आनयिष्यामि।' एवं उक्त्वा सः सुग्रीवः शैलस्य गहनां गुहां प्रविवेश। तानि आभरणानि उत्तरीयं च गृहीत्वा 'पश्य इदं' इति उक्त्वा दर्शयामास। ततः वासः आभरणानि च गृहीत्वा नीहारेण चन्द्रमाः इव बाष्पसंरुद्धो अभवत्। स तं अलङ्कारं उत्तमं बहुशः हृदि कृत्वा बिलस्थः रोषितः सर्पः इव भृशं निशश्वास।

---

'ભયાનક કર્મવાળા રાક્ષસથી હરણ કરાય જતી' રામ! રામ! લક્ષ્મણ!' આ પ્રમાણે મોટેથી આક્રંદ કરી રડતી તે મેં જોઇ. શિલા પર બેઠેલા મને જોઇને તેણીએ સુંદર આભૂષણો અને ઉત્તરીય વસ્ત્ર ફેંક્યું. તે અમે લઇ લીધાં અને રાખી મૂક્યાં. તેને હું લાવીશ.' એમ કહી તે સુગ્રીવ પર્વતની ઉંડી ગુફામાં ઘુસ્યો. તે આભુષણો અને ઉત્તરીય વસ્ત્રને લાવીને "આ જો" એમ કહીને બતાવવા લાગ્યો. ત્યારે વસ્ત્રો અને આભૂષણોને લઇને વાદળાંથી ઢંકાયેલા ચંદ્રમાની જેમ તે (રામ) આંસુઓથી ઢંકાય ગયો. તેઓ તે ઉત્તમ આભૂષણોને વારંવાર હૃદયથી ચાંપીને, દરમાં રહેલા, ગુસ્સે થયેલા સર્પની જેમ વારંવાર ઉંડો શ્વાસ લેવા લાગ્યા.

' लक्ष्मण ! ह्रियमाणया वैदेह्या संत्यक्तं शरीरात् उत्तरीयं इदं भूषणानि च पश्य । ' एवं रामेण उक्तः लक्ष्मणः तु ' नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले, नूपुरे तु अभिजानामि नित्य पादाभिवन्दनात् ' इति अगादीत् । ततः राघवः सुग्रीव इदं अब्रवीत्-' हे सुग्रीव ! कं देशं रौद्ररूपेण रक्षसा ह्रियन्ती मम प्राणप्रिया त्वया लक्षिता ? मह्त् व्यसनद तत् रक्षः क्व वा वसति ? यत् निमित्तं अह सर्वान् राक्षसान् नाशयिष्यामि । ' एव आर्तेण रामेण उक्तः सुग्रीवः बाष्पगद्गदः सन् सबाष्पं प्राञ्जलिः उवाच ।

' હે લક્ષ્મણુ ! હરણુ કરી જવાતી વૈદેહીથી અ ગથી ત્યાગ કરાયેલુ તે ઉત્તરીય વસ્ત્ર તથા આભૂષણોને જો આ પ્રમાણે રામથી કહેવાયેલો લક્ષ્મણુ ' બ ને ભુજબ ધો (ઉચે હાથે પહેરવાનુ ઘરેણુ ) ને હુ ઓળખતો નથી અને આ બે કુડળોને પણુ ઓળખતો નથી હા, આ બને નૂપુરોને હમેશા પગો આગળ પગે લાગવાના કારણથી ઓળખુ છુ ' એમ બોલ્યો ત્યારે રામ સુગ્રીવને એમ કહેવા લાગ્યા-' હે સુગ્રીવ ! કયા દેશ તરફ ભયાનક રૂપવાળા રાક્ષસથી હરણુ કરી જવાતી મારી પ્રાણપ્રિયાને તેં જોઇ હતી ? મને ભારે કષ્ટ આપનાર તે રાક્ષસ કયા રહે છે ? જેને કારણે હુ બધા રાક્ષસોનો નાશ કરી નાખીશ ' આ પ્રમાણે દુ ખી રામથી કહેવાયેલો સુગ્રીવ અશ્રુઓથી ગદ્ગદ થતો થતો અશ્રુપૂર્ણ, હાથ જોડીને બોલ્યો.

' तस्य पापरक्षसः निलयं सर्वथा न जाने । तस्य सामर्थ्यं विक्रमं कुलं वा न जानामि । तथापि अरिन्दम! शोकं त्यज । सत्यं प्रतिजानामि यत् तथा करिष्यामि यथा मैथिलीं प्राप्स्यसि । सगणं रावणं हत्वा आत्मपौरुषं परितोष्य तथा कर्ता अस्मि, यथा न चिरात् प्रीतः भविष्यासि । मया अपि भार्याविरहजं व्यसनं प्राप्तं, न च अहं एवं शोचामि, न च धैर्यं परित्यजे, तस्मात् वैक्लव्यं मा स्म गमः, आत्मगतं धैर्यं स्मर । ये शोकं अनुवर्तन्ते तेषां सुखं न विद्यते, तेषां तेजः क्षयते । '

---

' તે પાપી રાક્ષસનાં નિવાસસ્થાનને સર્વથા જાણતો નથી, તેનું સામર્થ્ય પરાક્રમ અને કુળને જાણતો નથી. તો પણ હે શત્રુઓને દમન કરનાર ! શોકને ત્યજ ! હું સત્ય પ્રતિજ્ઞા લઉં છું, કે હું એવું કરીશ કે જેથી તું મૈથિલીને મેળવશે. રાવણને તેનાં સમૂહ-સહિત મારીને પોતાનાં પુરુષાર્થને સંતોષીને એવું કરીશ કે જેથી તું તુરતજ પ્રસન્ન થઇ જશે. અને પણ સ્ત્રી વિયોગથી થનારૂં દુઃખ થયું છે. તો પણ હું તેવો શોક કરતો નથી, અને ધીરજ પણ છોડતો નથી. માટે અત્યન્ત દુઃખી થા નહિ. તારામાં રહેલાં ધૈર્યનું સ્મરણ કર. જે શોકની પાછળ પડી રહે છે ( હમેશાં શોક કર્યા કરે છે ) તેને સુખ મળતું નથી, તેનું તેજ ક્ષીણ થાય છે. '

—:*….*:—

# પાઠ ૩૨

## संस्कृत–सुभाषित

१ नैकं चक्रं परिभ्रमयति = એક ચક્રથી ગાડી ચાલી શકે નહીં.

२ कार्यान्धस्य प्रदीपो मन्त्राः = કિંકર્તવ્ય વિમૂઢ માટે મંત્રણાજ માર્ગદર્શિકા છે.

३ अलब्धलाभो नालसस्य = આળસી માણસને અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ નથી થતી.

४ हीयमानस्सन्धिं कुर्यात् = પોતાનો પક્ષ નિર્બળ હોય તો સંધિ કરી લેવી જોઈએ.

५ गजपादयुद्धमिव बलवद्विग्रह = બળવાન્ સાથે યુદ્ધ કરવું, પગે ચાલતા હાથી સાથે યુદ્ધ કરવા સમાન છે

६ आमपात्रमामेन सह विनश्यति = કાચા માટલાને બીજા કાચા માટલા ઉપર પટકવાથી બન્નેનો વિનાશ થાય છે.

७ आर्जवं हि कुटिलेषु न नीतिः = કુટિલ જનો સાથે સરળતાનો વ્યવહાર યોગ્ય નથી, નીતિયુક્ત નથી.

८ न व्यसनपरस्य कार्यावाप्तिः = વ્યસની માણસને કાર્યમાં સફળતા નથી મળતી.

९ अग्निदाहादपि विशिष्टं वाक्पारुष्यम् = કઠોર વાક્ય અગ્નિમાં દાઝવા કરતાં પણ વધુ ત્રાસદાયક હોય છે

१० आत्मायत्तौ वृद्धि विनाशौ = આપણી ઉન્નતિ અને અવનતિ આપણા હાથમાં જ છે.

११ नास्त्यग्नेर्दौर्बल्यम् = 'અગ્નિ દુર્બળ છે' એમ કદી પણ કહી શકાય નહિ

१२ कार्यान्तरे दीर्घसूत्रता न कर्तव्या = કોઈ પણ કાર્ય હાથમાં લીધા પછી દીર્ઘસૂત્રતા ન કરવી જોઇએ.

१३ क्षीरार्थी वत्सो मातुरुधः प्रतिहन्ति = દૂધ પીવા ઇચ્છા રાખનાર વાછરડું માની કોખમાં ઢૂંસા મારે છે.

१४ अश्रेयसे न वा कस्य विश्वासो दुर्जने जने ? = દુષ્ટોનો વિશ્વાસ કરવાથી કોણ સુખી થઇ શકે ?

१५ अतिभारः पुरुषमवसादयति = શક્તિ ઉપરાંત બોઝ ઉપાડવાથી માણસ થાકી જાય છે.

१६ क्षुधाऽर्तो न तृणं चरति सिंह = સિંહ ભૂખ લાગવાથી ઘાસ નથી ખાતો.

१७ पिशुनः श्रोता पुत्र दारैरपि त्यज्यते = કાચા કાનના માણસનો પત્ની અને પુત્ર પણ ત્યાગ કરે છે.

१८ क्षीराश्रितं जलं क्षीरमेव भवति = દૂધમાં મેળવેલું પાણી પણ દૂધ બની જાય છે.

१९ रजतं कनक संगात्कनकं भवति = સોનાના સંપર્કમાં આવવાથી ચાંદી પણ સોનું બની જાય છે.

२० अश्नुते स हि कल्याणं व्यसने यो न मुह्यति = જે વિપત્તિઓથી ગભરાતા નથી તે જ સંસારમાં સુખી બને છે.

२१ विषं विषमेव सर्वकालम् = વિષ હંમેશા વિષ જ રહેવાનું.

२२ स्वजनस्य दुर्वृत्तं निवारयेत् = સ્વજનોમાં દુર્ગુણ નજરે ચઢે તો તેમને દૂર કરવા જોઇએ.

ભાગ ૪




# સંસ્કૃત-સ્વયં-શિક્ષક

( સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનો સહેલો ઉપાય )

## ચોથો ભાગ


લેખક

**પં. શ્રીપાદ દામોદર સાતવળેકર**

અધ્યક્ષ-સ્વાધ્યાયમંડળ, સાહિત્ય-વાચસ્પતિ, ગીતાલંકાર



બીજી આવૃત્તિ

વિક્રમ સંવત્ ૨૦૧૦, ઇ. સ. ૧૯૫૪

# સંધિ-વિચાર

સંસ્કૃત ભાષામાં બે વર્ણ એકજ જગ્યાએ નજીકનજીકમાં આવ્યા હોય તો તેની જરૂર સંધિ થાય જ છે. આ સંધિ વિચારનો ખાસ નિયમ છે તે એકદમ સરળ રીતથી આ પુસ્તકમાં આપ્યા છે. એટલા જ નિયમો ચોક્કસ સમજી લીધા બાદ જરૂરી સંધિઓ કેવી રીતે કરવાની તે વાચકને સમજમાં આવશે.

આ પુસ્તકમાં સંસ્કૃત ગદ્ય અને પદ્યના પાઠો આપેલા છે. સારી રીતથી અભ્યાસ કર્યો હશે તો વાચકોનો પ્રવેશ સંસ્કૃત ભાષાના મંદિરમાં જલ્દી થશે.

આ પુસ્તકમાં સંધિ વગરના તથા સંધિ કરેલા એમ બન્ને પદ્ધતિના દાખલાઓ આપેલા છે. બન્નેની તુલના કરેલી હશે તો વાચકોના ધ્યાનમાં સંધિ કરવાના નિયમ એકદમ સહેલાઇથી આવી જશે.

લેખક

શ્રીપાદ દામોદર સાતવળેકર

પ્રકાશક અને મુદ્રક— વસંત શ્રીપાદ સાતવળેકર, બી. એ.
સ્વાધ્યાય-મંડળ, ભારત મુદ્રણાલય,
આનંદાશ્રમ, કિલ્લા પારડી ( જિ સુરત )

ॐ

# સંસ્કૃત–સ્વયં–શિક્ષક

## ચોથો ભાગ

---

## પાઠ ૧

### સંધિ વિચાર

સસ્કૃતમા સધિ વિચાર અગ્રસ્થાન ભોગવે છે આ વખતે વાચકોને જે વાક્યો આપ્યા છે, તે સધિ વગરના હતા હવે આ પાઠોમા કેટલાએક સધિ–નિયમો આપવામા આવશે આ નિયમોને જો વાચક થોડાથોડા ધ્યાનમા રાખશે, તો તેને સધિઓનું ઘણું સારૂં જ્ઞાન થશે

સધિઓમા સ્વરસધિ અને વ્યજનસધિ એવા બે ભાગ છે બે સ્વરોની જે સધિ થાય છે, તેને સ્વરસધિ કહે છે, અને બે વ્યજનોની જે સધિ થાય છે, તેને વ્યજન–સધિ કહે છે વ્યજન અને સ્વરોની પણ સધિ થાય છે એનું સ્વરૂપ હવે થોડા વખતમા વાચકોની સમક્ષ આવશે

*

# સંધિ-વિચાર



સંસ્કૃત ભાષામાં બે વર્ણ એકજ જગ્યાએ નજીકનજીકમાં આવ્યા હોય તો તેની જરૂર સંધિ થાય જ છે. આ સંધિ વિચારનો ખાસ નિયમ છે તે એકદમ સરળ રીતથી આ પુસ્તકમાં આપ્યા છે. એટલા જ નિયમો ચોકકસ સમજી લીધા બાદ જરૂરી સંધિઓ કેવી રીતે કરવાની તે વાચકને સમજમાં આવશે.

આ પુસ્તકમાં સંસ્કૃત ગદ્ય અને પદ્યના પાઠો આપેલા છે. સારી રીતથી અભ્યાસ કર્યો હશે તો વાચકોનો પ્રવેશ સંસ્કૃત ભાષાના મંદિરમાં જલ્દી થશે.

આ પુસ્તકમાં સંધિ વગરના તથા સંધિ કરેલા, એમ બન્ને પદ્ધિતિના દાખલાઓ આપેલા છે. બન્નેની તુલના કરેલી હશે તો વાચકોના ધ્યાનમાં સંધિ કરવાના નિયમ એકદમ સહેલાઇથી આવી જશે.

લેખક

શ્રીપાદ દામોદર સાતવળેકર

પ્રકાશક અને મુદ્રક— વસંત શ્રીપાદ સાતવળેકર, બી. એ.
સ્વાધ્યાય-મંડળ, ભારત મુદ્રણાલય,
આનંદાશ્રમ, કિલ્લા પારડી ( જિ. સુરત )

ॐ

# સંસ્કૃત–સ્વયં–શિક્ષક

## ચોથો ભાગ

---

## પાઠ ૧

### સંધિ વિચાર

સંસ્કૃતમાં સંધિ વિચાર અગ્રસ્થાન ભોગવે છે. આ વખતે વાચકોને જે વાક્યો આપ્યાં છે, તે સંધિ વગરના હતાં હવે આ પાઠોમાં કેટલાએક સંધિ–નિયમો આપવામા આવશે આ નિયમોને જે વાચક થોડાથોડા ધ્યાનમાં રાખશે, તો તેને સંધિઓનું ઘણું સારૂં જ્ઞાન થશે.

સંધિઓમાં સ્વરસંધિ અને વ્યંજનસંધિ એવા બે ભાગ છે. બે સ્વરોની જે સંધિ થાય છે, તેને સ્વરસંધિ કહે છે, અને બે વ્યંજનોની જે સંધિ થાય છે, તેને વ્યંજન–સંધિ કહે છે વ્યંજન અને સ્વરોની પણ સંધિ થાય છે. એનું સ્વરૂપ હવે થોડા વખતમા વાચકોની સમક્ષ આવશે.

*

### સ્વર

हस्व स्वर– अ, इ, उ, ऋ, ऌ
दीर्घ स्वर– आ, ई, ऊ, ॠ [ ऌ કારને દીર્ઘ નથી. ]
संयुक्त स्वर– ए, ऐ, ओ, औ
अनुस्वार— अं ( ं )
विसर्ग — अः ( ः )

### વ્યંજન

( સૂચના—બધાય વ્યંજનો ખોડા લખવા જોઇએ. )

कठोर व्यंजन— क ख । च छ । ट ठ । त थ । प फ ।
मृदु व्यंजन — ग घ ङ । ज झ ञ । ड ढ ण ।
द ध न । ब भ म । य र ल व । ह ।
उष्मवर्ण — श ष स ह ।

વર્ણોના આ સાધારણ સંકેત વાચક ધ્યાનમાં રાખે, એનો ઉપયોગ સંધિ કરતી વેળા ઘણો થશે.

જ્યારે બે વર્ણ એકબીજા સાથે મળે ( જોડાય ) ત્યારે સંધિ કહેવાય છે.

किम् अस्ति = किमस्ति
तत् अस्ति = तदस्ति
न अस्ति = नास्ति

આ સંધિઓને સામાન્ય વાચક માત્ર થોડા વિચારથી જ સમજી શકે છે. થોડી સંધિ એવી છે, કે જે સમજવાને કઠણ છે. પરંતુ એના ઉદાહરણો નીચે પ્રમાણે છે.

तन् + शास्त्रं = तच्छास्त्रं
तन् + लय = तल्लय
तन् + हनन = तद्धननं

(૧) પહેલો નિયમ
સવર્ણ દીર્ઘ સંધિ

अ, इ, उ ऋ એની સામે ક્રમ પ્રમાણે એજ વર્ણ આવે તો ગને મળીને તેનું જ દીર્ઘ સ્વરૂપ થઇ જાય છે જેમકે—

આકારની સવર્ણ સંધિ

| | |
|---|---|
| अ + अ = आ | आ + अ = आ |
| आ + आ = आ | अ + आ = आ |

ઇ અને ઉ ની સવર્ણ સંધિ

| | |
|---|---|
| इ + इ = ई | ई + ई = ई |
| उ + उ = ऊ | ऊ + ऊ = ऊ |

હવે એના દાખલા જુઓ—

| | |
|---|---|
| न + अपि -नापि | नास्ति + इति -नास्तीति |
| रमा + अपि -रमापि | नदी + ईश -नदीशः |
| तथा + आसीत् -तथासीत् | भानु + उदय -भानूदय |
| न + आसीत् -नासीत् | तनु + उद्भव -तनूद्भव |

આ સ્વરોની સંધિ ઠેકઠેકાણે આવે છે આ ચોપડીમાં હવે પછી વાક્યોજ આપવામાં આવશે, જેમાં સંધિ થઇ છે જેટલા શ્લોકો આપ્યા છે, તેમાંથી દરેક શ્લોકમાં કેટલીયે સંધિ વાચક જોઇ શકશે

(૨) બીજો નિયમ

इ, उ, ऋ, लृ, ની સામે વિજાતીય સ્વર આવવાથી એની જગ્યાએ અનુક્રમે य्, व्, र्, ल् થાય છે

આ નિયમના ઉદાહરણો આ પ્રમાણે છે—

| | |
|---|---|
| इ + अ = य | इ + आ = या |
| उ + अ = व | उ + आ = वा |
| ऋ + अ = र | ऋ + आ = रा |

હવે એની સંધિ નીચેના શબ્દોમાં તપાસો—

| | |
|---|---|
| इति + आदि = इत्यादि | आदि + अन्तः = आद्यन्तः |
| नास्ति + अतः = नास्त्यतः | कैकेयी + आत्मजः = कैकेय्यात्मजः |
| भानु + अस्तः = भान्वस्तः | |
| नदी + आत्मा = नद्यात्मा | पितृ + आज्ञा = पित्राज्ञा |
| मनु + आदि = मन्वादि | अति + आशा = अत्याशा |

વાચક આ સંધિઓ યાદ રાખે અને જ્યાં જ્યાં બે સ્વરો ગળે ત્યાં ત્યાં તેની સંધિ કરવાનો પ્રયત્ન કરે. તથા જ્યાં જ્યાં સંધિ થઇ હોય, ત્યાં ત્યાં તે સંધિઓ છૂટી કરવાનો પ્રયત્ન કરે.

આ રીતે અભ્યાસ કરવાથી સંધિ નિયમોની સાથે વાચકોને અવશ્ય પરિચય થશે.

संस्कृत—वाक्यानि ।

१ स तत्र नास्त्यतः त्वं तत्र न गच्छ ।
२ कैकेय्यात्मजेन किं कृतम् ?
३ रामेण पित्राज्ञा पालिता ।

# પાઠ ૨

## संस्कृत—वाक्यानि।

१ प्रभावशालिनः महात्मनः धर्मज्ञस्य राज्ञः दशरथस्य वंशकरः सुतः नासीत्। २ पुत्रार्थं चिन्तयमानस्य तस्य दशरथस्य "पुत्रकामेष्टिनाम्ना यज्ञेन यजामि" इति बुद्धिः सञ्जाता। ३ मन्त्रिवरं सुमन्त्रं आहूय राजा इदं वचनं अब्रवीत्। ४ "सपुरोहितान् गुरून् शिघ्रं अत्र आनय"। ५ आनीतान् तान् पूजयित्वा धर्मात्मा राजा इदं वचनं अब्रवीत्। ६ सुतार्थं तप्यमानस्य मम सुखं नास्ति, तदर्थं पुत्रकामेष्टिनामकः यज्ञः कर्तव्यः इति मे मतिः सञ्जाता। ७ तत् वचनं श्रुत्वा वसिष्ठप्रमुखाः सर्वेऽपि द्विजाः ऋष्यश्रृंगं पुरस्कृत्य तं यज्ञं समारभन्। ८ तस्य यज्ञस्य अन्ते राजा दशरथः ऋष्यश्रृंगं अब्रवीत्।

## ગુજરાતી વાક્યો

૧ પ્રભાવશાળી, મહાત્મા અને ફરજ જાણનાર રાજા દશરથને વંશવૃદ્ધિકારી પુત્ર ન હતો. ૨ પુત્ર પ્રાપ્તિ માટે ચિંતાતુર તે દશરથને ' પુત્રકામેષ્ટિ નામનો યજ્ઞ કરૂ ' એવી ઇચ્છા થઇ. ૩ મંત્રિઓમાં શ્રેષ્ઠ સુમંત્ર પ્રધાનને બોલાવીને રાજા એવું વચન બોલ્યા ૪ ' બ્રાહ્મણોની સાથે ગુરુઓને તરત જ અહીં લાવો. ' ૫ બોલાવેલા તેમની પૂજા કરી, ધર્માત્મા રાજા એવું બોલ્યા કે, ૬ ' પુત્ર માટે આતુર એવા મને ચેન પડતું નથી. એથી પુત્રકામેષ્ટિ યજ્ઞ કરવો જોઇએ એવી મારી ઇચ્છા થઇ છે. ૭ તે ભાષણ સાભળીને વસિષ્ઠ વગેરે બધા દ્વીજોએ ઋષ્યશૃંગને આગેવાન કરીને તે યજ્ઞની શરૂઆત કરી. ૮ તે યજ્ઞને અંતે રાજા દશરથે ઋષ્યશૃંગને કહ્યું.

## संस्कृत-वाक्यानि ।

९ 'कुलस्य वर्धनाय पुत्रकामेष्टिं कर्तुं अर्हसि'। १० स 'तथा' इति उक्त्वा अथर्ववेदमंत्रैः पुत्रीयां इष्टिं अकरोत् । ११ तस्मात् यज्ञात् सन्तानोत्पत्तिकरः पायसः राज्ञा प्राप्तः । १२ प्रीतः राजा पायसं गृहीत्वा अन्तःपुरं प्रविश्य कौसल्यां अब्रवीत् । १३ पुत्रीयं पायसं गृह्णीष्व इति । १४ पायसस्य अर्धभागं कौसल्यायै, चतुर्थभागं सुमित्रायै, अवशिष्टं कैकय्यै, पुत्रार्थं प्रददौ। १५ ततः ताः राजस्त्रियः गर्भान् प्रतिपेदिरे। १६ अनन्तरं चैत्रे मासे नवम्यां तिथौ कौसल्या रामं पुत्रं अजनयत् । १७ कैकेयी भरतं, सुमित्रा लक्ष्मणं शत्रुघ्नं च अजनयत्। १८ एषां पुत्राणां जन्मसमये, अयोध्यायां महान् उत्सवः आसीत् ।

## ગુજરાતી વાક્યો

૯' કુળ વૃદ્ધિને માટે તારે પુત્રકામેષ્ટિ યજ્ઞ કરવો. ૧૦ તે હાં, જી એમ કહી અથર્વ-વેદ મંત્રોથી પુત્ર આપનારી ઇષ્ટિને કરવા લાગ્યા. ૧૧ તે યજ્ઞમાંથી પુત્રદાયક દૂધના પાયસ નામના પ્રસાદની રાજાને પ્રાપ્તિ થઇ. ૧૨ રાજી થએલો તે રાજા તે પ્રસાદ લઇને અંતઃપુરમાં પ્રવેશ કરી કૌશલ્યાને કહેવા લાગ્યો. ૧૩ ' પુત્રદાયક પ્રસાદ લો '. ૧૪ પ્રસાદનો અર્ધો ભાગ કૌશલ્યાને, ચોથો ભાગ સુમિત્રાને, અને બાકીનો કૈકેયીને પુત્રને માટે આપ્યો. ૧૫ તેથી તે રાજરમણીઓને ગર્ભ પ્રાપ્તિ થઇ. ૧૬ પછી ચૈત્ર માસમાં નોમને દિવસે કૌશલ્યાએ રામ-પુત્રનો જન્મ આપ્યો. ૧૭ કૈકેયીએ ભરત અને સુમિત્રાએ લક્ષ્મણ તથા શત્રુઘ્નને જન્મ આપ્યો. ૧૮ એ પુત્રોના જન્મ પ્રસંગે અયોધ્યામાં મોટો ઉત્સવ થયો.

## संस्कृत-वाक्यानि ।

१९ लक्ष्मणः रामचन्द्रस्य प्रियकरः तथा शत्रुघ्न भरतस्य अनुगामी अभवत् । २० यदा सर्वे पुत्राः शुभगुणैः समुदिताः सर्वज्ञाः दीर्घदर्शिनः यशस्विनः अभवन्, तदा तान् दृष्ट्वा तेषां पिता दशरथः हृष्टः आसीत् ।

## ગુજરાતી વાક્યો

૧૯ લક્ષ્મણ રામચંદ્રને વહાલો તથા શત્રુઘ્ન ભરતનો અનુયાયી થયો. ૨૦ જ્યારે બધા પુત્રો શુભગુણોથી યુક્ત, સર્વજ્ઞ, દીર્ઘદર્શી અને યશસ્વી થયા ત્યારે તેમને જોઈને તેના પિતા દશરથ ( हृष्ट ) સંતોષ પામ્યા.

આ પાઠમા રામાયણની કથા ટૂંકમા આપી છે પાઠ પૂરો થાય ત્યાર બાદ વાચકે ફક્ત સંસ્કૃત વાક્યો જ દસબાર વાર વાચવા વારવાર વાચવાથી એ વાક્યો વાચકોના ધ્યાનમા રહેશે

ત્યારબાદ તમારી સ્મરણ શક્તિથી જ વાક્યો બોલવાની કોશીશ કરો અથવા તો કોઈને સંસ્કૃતમા જ કહી સમજાવો જો વાચક આ રીતે અભ્યાસ કરશે તો તેને સંસ્કૃતનુ જ્ઞાન ઘણુ જ જલદીથી થશે

રામાયણની કથાની શરૂઆત આગળના ભાગમા થઈ છે, તે પાઠ પણ એની સાથે જ ફરીથી વાચવો.



## પાઠ ૩

ततोऽगच्छन्महाबाहुरेकोऽमात्यान्विसृज्य तान् ।
नापश्यच्चाश्रमे तस्मिंस्तमृषिं संशितव्रतम् ॥ १ ॥
( महाभारत आदि० अ० ७१ )

पदानि-ततः । अगच्छत् । महा-बाहुः । एकः । अमात्यान् । विसृज्य । तान् । न । अपश्यत् । च । आश्रमे । तस्मिन् । तं । ऋषिं । संशित-व्रतम् ॥

अन्वयः-तत तान् अमात्यान् विसृज्य एकः महाबाहुः अगच्छत् । तस्मिन् आश्रमे संशितव्रतं तं ऋषिं न अपश्यत् ॥

અર્થ-પછી તે મંત્રીઓને છોડી, એકલો ( महाबाहुः ) મોટા ભુજાવાળો ( दुष्यन्त ) ગયો. તે આશ્રમમાં તે સંશિતવ્રત ઋષિને તેણે જોયા નહિ.

सोऽपश्यमानस्तमृषिं शून्यं दृष्ट्वा तथाऽऽश्रमम् ।
उवाच क इहेत्युच्चैर्वनं सन्नादयन्निव ॥ २ ॥

पदानि-सः । अपश्यमान । तं । ऋषिं । शून्यं । दृष्ट्वा । तथा । आश्रमम् । उवाच । कः । इह । इति । उच्चैः । वन । संनादयन् । इव ॥

अन्वयः-स तं ऋषिं अपश्यमानः तथा आश्रमं शून्यं दृष्ट्वा ' क इह ' इति उच्चैः वनं संनादयन् इव उवाच ॥

અર્થ-તેણે તે ઋષિ ત્યાં ન જોયા તથા આશ્રમને ( शून्यं ) સૂનો જોઇને ' અહીં કોઈ છે કે ' એવું મોટા સાદે જાણે વનને ગજાવતાં બોલ્યો.

श्रुत्वाऽथ तस्य त शब्दं कन्या श्रीरिव रूपिणी ।
निश्चक्रामाऽऽश्रमात्तस्मात्तापसीवेषधारिणी ॥ ३ ॥

पदानि-श्रुत्वा । अथ । तस्य । तं । शब्दं । कन्या । श्रीः । इव । रूपिणी । निश्चक्राम । आश्रमात् । तस्मात् । तापसीवेषधारिणी ॥

अन्वयः-अथ तस्य तं शब्दं श्रुत्वा, श्रीः इव रूपिणी तापसीवेषधारिणी कन्या तस्मात् आश्रमात् निश्चक्राम ॥

અર્થ-હવે તેનો તે શબ્દ સાંભળીને, લક્ષ્મી જેવી સુંદર રૂપવાળી, તાપસીનો વેશ ધારણ કરેલી કન્યા તે આશ્રમમાંથી બહાર નીકળી આવી.

सा तं दृष्ट्वैव राजानं दुष्यन्तमसितेक्षणा ।
स्वागतं त इति क्षिप्रमुवाच प्रतिपूज्य च ॥ ४ ॥

पदानि-सा । तं । दृष्ट्वा । एव । राजानं । दुष्यन्तं । असित-ईक्षणा । स्वागतं । ते । इति । क्षिप्रं । उवाच । प्रतिपूज्य । च ॥

अन्वयः-सा असित्-ईक्षणा तं राजानं दुष्यन्तं दृष्ट्वा एव 'स्वागतं ते' इति क्षिप्रं प्रतिपूज्य च उवाच ॥

અર્થ-તે ( असित-ईक्षणा ) કાળી આંખવાળી કુમારી તે રાજા દુષ્યંતને જોઈને આપ ભલે પધાર્યા એવું તુરત જ ( प्रतिपूज्य ) માન આપીને બોલી.

आसनेनार्चयित्वा च पाद्येनार्घ्येण चैव हि ।
पप्रच्छानामयं राजन्कुशलं च नराधिपम् ॥ ५ ॥

पदानि-आसनेन । अर्चयित्वा । च । पाद्येन । अर्घ्येण । च । एव । हि । पप्रच्छ । अनामयं । राजन् । कुशलं । च । नर- अधिपम् ॥

अन्वयः-हे राजन् ! आसनेन पाद्येन अर्घ्येण च नराधिपं अर्चयित्वा अनामयं कुशलं च पप्रच्छ ॥

અર્થ-હે રાજા ! આસન, પાદ્ય અને અર્ઘ્યથી તે રાજાને ( अर्चयित्वा ) પૂજીને તેની સ્વાસ્થ્ય અને કુશળતાની પૂછપરછ કરી.

यथावदर्चयित्वाऽथ पृष्ट्वा चानामयं तदा ।
उवाच स्मयमानेव किं कार्यं क्रियतामिति ॥ ६ ॥

पदानि-यथावत् । अर्चयित्वा । अथ । पृष्ट्वा । च । अनामयं । तदा । उवाच । स्मयमाना । इव । किं । कार्यं । क्रियतां । इति ।

अन्वयः-अथ यथावत् अर्चयित्वा, तदा अनामयं पृष्ट्वा 'किं कार्यं क्रियतां ' इति स्मयमाना इव उवाच ॥

અર્થ-હવે ( यथावत् ) વિધિપૂર્વક પૂજીને અને ( अनामयं ) કુશળતાની તપાસ કરીને સ્મિત કરતી તેણીએ "મારાથી આપની શી સેવા કરાય ?" એમ પૂછ્યું.

ताम‌ब्रवीत्ततो राजा कन्यां मधुरभाषिणीम् ।
दृष्ट्वा चैवाऽनवद्याङ्गीं यथावत्प्रतिपूजितः ॥ ६ ॥

पदानि-तां । अब्रवीत् । ततः । राजा । कन्यां । मधुर-भाषिणीं । दृष्ट्वा । च । एव । अनवद्य-अङ्गीं । यथावत् । प्रति-पूजितः ॥

अन्वयः-ततः यथावत् प्रतिपूजितः राजा तां मधुरभाषिणीं अनवद्याङ्गीं कन्यां दृष्ट्वा एव अब्रवीत् ॥

અર્થ-પછી યથાયોગ્ય પૂજા થયેલા તે રાજાએ મધુર બોલનારી અને નિર્દોષ અંગવાળી કન્યાને જોઇને પૂછ્યું.

આ પાઠ પૂરો કરતા જ વાચકે માત્ર શ્લોકો જ વારંવાર વાચવા. ધીમે ધીમે એવા ઉચ્ચારથી વાચવા કે વાચતાં જ તેના મનમાં અર્થ આવી જાય અને અર્થ વિષે કંઇ પણ શંકા ન રહે.

તથા શ્લોકના પદ કેવી રીતે બને છે, પદોનો અન્વય કેવી રીતે થાય છે, આ બધુ ધ્યાનપૂર્વક તપાસવું આવી રીતે અભ્યાસ કરવાથી સંસ્કૃતમાં જલદીથી પ્રગતિ મેળવાય છે

